श्री

# श्रीमद्भागवत लघु भावार्थ.

હમારા ગુરૂજી

શાસ્ત્રિ ગિરિજાશંકરની કૃપાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

પુરાણિ અંબાશંકર ગંગારામ

અને

શાસ્ત્રિ ભાઇશંકર વઇકુંઠરામ.

અમદાવાદ

ટંકશાળમાં યુનિયન પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૫૧. સને ૧૮૯૫.



કીંમત બે આના.

૬૦૮૫

# ॥ भागवतमहात्म्य ॥

---

ભાગ. મહા. અધ્યા. ૧ સનકાદીએ નારદને કહેલું ભાગવતમહાત્મ્ય સુતપુરાણી શૌનકને કહેછે. એક વખતે સનકાદીને નારદજી માર્ગમાં મળ્યા અને નારદજી બોલ્યા કે લોકો હાલમાં કુચાલ ચાલેછે અને બીજું મેં એક આશ્ચર્ય દીઠું તે સાંભળો કે હજારો સ્રીયોસહીત ભક્તિરૂપી જુવાનસ્રીદેખી તેના પડખામાં જ્ઞાન વૈરાગ્યરૂપી બે ઘરડા છોકરા જોયા મ. અ. ૨ તે ભક્તિની પ્રાર્થનાથી તે જ્ઞાન વૈરાગ્ય છોકરાઓ જુવાન થવા માટે એ છોકરાઓના કાનમાં ગીતાવિગેરેનોપાઠ સંભળાવ્યો તો પણ ન ઉઠયા તેથી હું અકળાણો અને આકાશવાણી થઇ કહ્યું કે સાધન કરો શ્રમ સફળ થશે તે વાણીમાં સમજણ્ય ન પડી તેથી હું ઘણા ઠેકાણે ફર્યો પણ કોઇએ તે વાણીની સમજણ ન પાડી માટે તમે સમજાવો. મ. અ० ૩ સનત્ કુમારો બોલ્યા સાત દીવસમાં ભાગવત સંભળાવો ભાગવત શાસ્ત્ર સર્વથી ઉત્તમ છે એમ કહી સમાહનો વીધી બો[illegible] મ. અ. ૪ તુંગભદ્રા નદિના કાંઠાને વિષે એક શહેરમાં છોકરા વીનાનો આત્મદેવ નામનો બ્રાહ્મણ હતો તેને છોકરો નહોતો તેથી વનમાં ગયો ત્યાં સંન્યાસીએ છોકરો થવા સારૂ ફળ આપ્યું તે ફળ પોતાની ધુંધુલી સ્રીએ ગર્ભના દુ:ખથી ન ખાધું અને ગાયને ખવરાવ્યું પછે તેની બહેનનો છોકરો લાવી તેનું ધુંધુકારી નામ પાડયું તે નઠારો થયો ગાયને પુત્ર થયો તેનું નામ ગોકર્ણ પાડયું તે ગોકર્ણ ઘણો સારો થયો ધુંધુકારીના દુ:ખથી તેનો બાપ વનમાં જઇ-

મરી ગયો. મ. અ. ૫ નઠારા છોકરાના તિરસ્કારથી તેની મા કુવામાં પડીનેમરીગઈ ગુણુકાઓએ તેનું ધન લુંટી લેઇને ધુંધુકારીને મારી નાખ્યો પછે તીર્થયાત્રા કરતાં ગોકર્ણ તેવાતસાંભળીને ઘેર આવ્યો અને ધુંધુકારીને ભુત થયેલો દેખ્યો તેથી ગોકર્ણને દયા આવી માટે તેનું પ્રેતપણું મુકાવાસારૂ સુર્યને ઉભો રાખ્યો સુર્યે કહ્યું કે સાત દીવસ ભાગવત સંભળાવ્ય તે સાંભળી ભાગવત સંભળાવીને પ્રેતપણુ મુકાવ્યું વૈમાનમાં બેશી ને વૈકુંઠમાં ગયો. મ. અ. ૬. સાત દીવસનો પારાયણુનો વિધી કહ્યો.

---

## प्रथमस्कंध.

પ્રથ. સ્કંધ. અધ્યા.૧ શૌનક વિગેરે ઋષિઓ નઠારો કલીયુગ આવતો જાણી નૈમીષારણ્ય ક્ષેત્રમાં એકઠા થયા ત્યાં સુત પુરાણી આવ્યા તેમને છ પ્રશ્ન પુછ્યા પ્ર સ્કં. અ. ૨ સુતપુરાણીએ ત્રયણુપ્રશ્નોનો ઉત્તર કરયો અને ભગવાનની કથા કલીયુગ તરવાનો ઉપાય છે એમ કહ્યું. પ્ર. સ્કં. અ. ૩ બાવીસ અવતાર કહ્યા રૂષીઆદી કલા અવતાર છે કૃશ્ન પુરણ અવતાર છે ભાગવત વેદ તુલ્ય [illegible]ાસે કરીને શુકને ભણાવ્યું ભાગવતરૂપી સુર્ય ઉત્પન્ન થયો. પ્ર. સ્કં. અ. ૪ શુકદેવને વ્યાસજી ખોળવા ગયા શુક પરિક્ષીતનો સંવાદ દ્વાપરના અંતમાં થયો વ્યાસજી ઊત્પન્ન થૈને ચારવેદ અઢાર પુરાણુ અને મહાભારત રચ્યું રોમહર્ષણુને ભણાવ્યું તો પણ અસંતોષથી સરસ્વતીના તટ ઉપર બેઠા નારદઆવ્યા. પ્ર. સ્કં. અ. ૫ સર્વથી ભગવાનનું કીરતન ઉત્તમ છે એમ કહીને નારદજી બોલ્યા ને વ્યાસજીને કહ્યું કે ભાગવત રચો-

મનમાં સંતોષ થશે નારદજીયે પોતાનું જન્મ ચારત્ર કેહેવા આરંભ્યું
શુભજ્ઞાન આપીને યોગી ગયા. પ્ર. સ્કં. અ. ૬ વ્યાસે પુછતાંજ નારદે
કહ્યું મહારી મા મરી ગયા પછે વનમાં વટવૃક્ષ નીચે બેઠો આકાશ
વાણી સાંભળીને દેહ પાડયો હજાર વર્ષ કેડે બ્રહ્માના શ્વાસથી મ-
રિચ્યાદી અને હું થયો ભગવાન મને દર્શન આપે છે પ્ર. સ્કં. અ. ૭
નારદના ઊપદેશથી ભાગવત રચીને શુકને ભણાવ્યું હરિગુણથી મતિ
ખેંચાઈમાટેભણ્યા પરિક્ષીત્ના જન્મચરિત્ર કેહેવા આરંભ કર્યો દુર્યો-
ધનના સારૂ અશ્વત્થામાએ બાલકનાં માથાં કાપ્યાં. પ્ર. સ્કં. અ. ૮
કૌરવની ક્રીયા કરાવી શાંતી પામાડી રાજ્ય આપીને દ્વારકાં જતી
વખતે કૃશ્ને ઓતરાના ગરભનું રક્ષણ કર્યું ને કુંતાએ સ્તુતિ કરી
અને ધર્મરાજાએ ઘણો શોક કર્યો વ્યાસનોબોધન લાગ્યો. પ્ર. સ્કં. અ.
૯ શોક ટાલવા માટે ભીષ્મ પાસે ગયા ભીષ્મે ધર્મ કહ્યા ભીશ્મએ સ્તુતિ
કરી ભીશ્મની ક્રીયા કરાવીને ઘેર આવ્યા. પ્ર. સ્કં. અ. ૧૦ રાજ્ય
કરનાર યુધિષ્ટીરની આજ્ઞાથી ચતુરંગ સેના સહીત શ્રી કૃશ્નદ્વારકાંમાં
જતી વખતે સ્ત્રીયો જોવા લાગી. પ્ર. સ્કં. અ. ૧૧ સંબંધી આવ્યા
તેની સંગાથી ધ્વજ પતાકા વાલી દ્વારકાંમાં સર્વેને સત્કાર કરી માને
નમી સ્ત્રીયોને ત્યાં ગયા. પ્ર સ્કં. અ. ૧૨ રક્ષણ કરેલો પરિક્ષીત્
રાજા દશમા માસે જન્મ્યો જાત કર્મ વખતે દાન આપ્યાં તેના ગુણ
બ્રહ્મણોએ કહ્યા ભગવાનની પરિક્ષા કરી માટે પરિક્ષીત્ નામ થયું
મરૂત રાજાના દ્રવ્યથી ત્રયણ અશ્વમેધ કર્યા. પ્ર. સ્કં. અ. ૧૩ મૈત્રેય
ઋષીથી ભગવાનનું અંતર ધ્યાનસાંભલી વીદુરજી હસ્તિના પુરમાં
આવ્યા અર્ઘ્યપાદ પુજન કરી ધર્મરાજાએ કૃશ્નના સમાચાર પુછયા

વીદુરજીએ શ્રી કૃશ્નની અંતરધ્યાન વાત વીના તીર્થ યાત્રાની વાત વર્ણવી પરિક્ષીતનો પટ્ટાઅભિષેક કર્યો વીદુરજી ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી તેમને ઉપદેશ કરીનેલૈ ચાલ્યા નારદજીયે સર્વ વાત કરીને શોક ટાલ્યો. પ્ર. સ્કં અ. ૧૪ અરજુનને સાત માસ થયા પણ કેમ નહી આવ્યા એમ ચિંતાતુર થૈને ભીમસેનને યુધિષ્ટીર કહેછે મને ખોટા શુકુન કેમ થાય છે એટલાકમાં અરજુન આવ્યા ખબર પુછી. પ્ર. સ્કં. અ. ૧૫ યુધિષ્ઠિર રાજાના પુછવાથી અરજુને શ્રી કૃશ્નના ઊપકાર વરણન કર્યા પછે શ્રી કૃશ્નનું અંતરધ્યાન કર્યું ને કલી આવતો જાણી પોતાનું રાજ્ય પરિક્ષીત્‌ને સુંપી પાંચપાંડવ સ્વર્ગમાં ગયા મથુરાંનું રાજ્ય વજ્રનાભને આપ્યું. પ્ર. સ્કં. અ. ૧૬ પરિક્ષીત્‌ રાજાએ ઇરાવતી સ્ત્રીને પરણી જન્મેજય આદિ ચાર પુત્ર ઉત્પન્ન કર્યા ત્રયણ અશ્વમેધ કર્યા દિગ્‌વિજય વખતે કલીયુગથી ખેદ પામેલા ગાય તથા બલધીયો તેમને મારતો શુદ્રરૂપી કલીયુગને જોયો ને પુછ્યું. પ્ર. સ્કં. અ. ૧૭ વૃષભનુ બોલતું સાંભલી કલીને મારવા લીધો તેથી પગમાં પડયો તેને પાંચ સ્થાન રેહેવા આપ્યાં વૃષના ચારે પગ આવ્યા ગાયને સંતોષ થયો પ. રિક્ષિત્‌ હસ્તિના પુરમાં ગયો. પ્ર. સ્કં. અ. ૧૮ પરિક્ષિત્‌ રાજા મૃગયા કરવા ગયો ત્યારે તરષ લાગી શમીક રૂષીના આશ્રમમાં ગયો શમીક રૂષીની કોટમાં સાપ નાંખ્યો તેનો છોકરો શ્રંગીએ શાપ આપ્યો રાજાને શાપથી વૈરાગ્ય થયો. પ્ર. સ્કં. અ. ૧૯ પરિક્ષિત્‌ રાજા શાપ સાંભલી ગંગાના તીર ઊપર બેઠો ત્યાં યોગી રૂષી વિગેરે આવ્યા તેમણે જુદા જુદા ઊત્તર આપ્યા એટલામાં શુક આવ્યા તેમને પુછ્યુ કે મોક્ષનો રસ્તો બતાવો.

# द्वितीयस्कंध.

દ્વિતી સ્કંધ. અધ્યા. ૧ શુક મુનિ કહેછે કે ખટ્વાંગ રાજાથી અધિક જીવવું છે તો કલ્યાણ કેમ નહી થાય માટે શ્રવણ કીરતન ઉત્તમ જાણી શ્વાસ વીગેરે જીતિને વૈરાટરૂપિ ભગવાનનું ધ્યાન કરવું. દ્વિ. સ્કં. અ. ૨ વૈરાટ્રૂપ ભગવાનના ધ્યાનથી મન જ્યારે સ્થિર થાય ત્યારે પટ્ચક્ર ભેદિને સર્વના નિયંતા સર્વના સાક્ષી એવા ભગવાનનું ધ્યાન કરવું. દ્વિ. સ્કં. અ. ૩ વિષ્ણુનિ ભગતિનું વિશિષ્ટપણુ સાંભલિને શુકમુનિએ ઘણી ભક્તિથી ભગવાનનાં ચરિત્ર સાંભલવામાં અતિ આદર બતવ્યો. દ્વિ. સ્કં. અ. ૪ ઉત્પત્તિ વિગેરે ભગવાનનું ચરિત્ર પરિક્ષિત્ રાજાએ પુછ્યું તે ચરિત્ર બ્રહ્માના અને નારદના સંવાદથી કહ્યું. દ્વિ સ્કં. અ. ૫ નારદના પુછવાથિ બ્રહ્માયે કાલકર્માદિ શક્તિથી ભગવાનનિ લિલા સહિત વૈરાટ્નિ ઉત્પત્તિ કહિ. દ્વિ સ્કં. અ. ૬ આ જગત સર્વ વૈરાટ્ પુરુષનિ વિભૂતિ છે એમ પુરુષસુક્તના અર્થથી કહ્યું. દ્વિ. સ્કં. અ. ૭ કારણ સહિત ચોવિશ અવતારનિ ઉત્પત્તિ ને તે તે અવતારનાં ચરિત્ર બ્રહ્મએ નારદને કહ્યાં. દ્વિ. સ્કં. અ. ૮ પરિક્ષિત્ રાજાએ ઇશ્વર અને જિવ એ બન્નેને દેહનો સંબંધ કેવિ રિતે છે તે સહિત ઘણાક બિજા પુરાણના પ્રશ્ન શુકજિને પુછ્યા. દ્વિ. સ્કં. અ. ૯ તપ તપ હેવા અક્ષર સાંભલિ બ્રહ્માએ હજાર વર્ષ સુદ્ધિ તપ કર્યું તપના અંત્યે નારાયણે સાત શ્લોકથી ભાગવત કહ્યું એમ શુકજી પરિક્ષિત રાજાના પ્રશ્નોનો ઉત્તર કહે છે. દ્વિ. સ્કં. અ. ૧૦ ભગવાનનાં દશ લક્ષણથી શુકજિએ રાજાના પ્રશ્નનો ઉત્તર કર્યો.

---

# तृतीयस्कंध.

તૃતી. સ્કંધ. અધ્યા. ૧ યાદવોં મરીગયાપછે ઊદ્ધવજી આવ્યા તેમને વિદુરના સંગાથી સમાગમ. તૃ. સ્કં. અ. ૨ ક્રષ્ણના વિયોગથી દુઃખી થયેલા ઉધ્ધવજીએ તિર્થ યાત્રા કરીને આવેલા વિદુરને ક્રષ્ણનાં બાલ ચરિત્ર સંક્ષેપથી કહ્યાં. તૃ. સ્કં. અ. ૩ શ્રી કૃષ્ણે મથુરાંમાં આવિને કંસને માર્યો પછે સાંદીપીની રુષીને ઘેર વિધાઅભ્યાસ કર્યો રુકિમણીનું હરણ કર્યું સાત બલધીયાને વેધીને નગ્ન જીતિ પરણ્યા પારિજાતક લાવ્યા ભીમાસુરને મારિને સોળ હજાર એકસો રાજ કન્યાઓ પરણ્યા સંસાર કરિ પૃથ્વિનો ભાર ઉતારયો. તૃ. સ્કં. અ. ૪ સર્વ યાદવનું મરણ શાંભલિ શ્રી કૃષ્ન પાસેથી આત્મજ્ઞાનનો ઉપદેશ લેઇ આવેલા ઉધ્ધવજીએ વિદુરને મૈત્રેય પાસે જ્ઞાન લેવા મોકલ્યા. તૃ. સ્કં. અ. ૫ વિદુરે આવિ મૈત્રેય રુષીથી મહત્તત્વ વિગેરેની ઉત્પત્તિ અને ભગવાનનિ સ્તુતિ કરિ. તૃ. સ્કં. અ. ૬ ઇશ્વરનિ દયાથી વિરાટ ભગવાનનિ ઉત્પત્તિ કહિં ભગવાનનો કરેલો અધિ દૈવ વિગેરે ભેદ વિદુરને કહ્યો. તૃ. સ્કં. અ. ૭ સંદેહને નાશ કરનારૂં મૈત્રેય રુષિનું વચન તેને વખાંણીને વિદુરે નાના પ્રકારના ઘણા પ્રશ્ન કર્યા. તૃ. સ્કં. અ. ૮ શેષશાયી વિષ્ણુનિ નાભિથી બ્રહ્મા થયા તે બ્રહ્મા અજાણ્યાનિ પેઠે ભય પામિને તપ કરિ ભગવાનને સંતોષ પામાડયા. તૃ. સ્કં. અ. ૯ બ્રહ્માના તપથી પ્રસન્ન થયેલા નારાયણને જોઇ સમુદ્રના વિશે સુતેલા વિષ્ણુનિ લોકને ઉત્પન્ન કરવા સારૂં સ્તુતિ કરિ. તૃ. સ્કં. અ. ૧૦ પ્રાકૃત વિગેરે વિભાગે કરીને બ્રહ્માથી ઉત્પન્ન થયેલો જે કાલ તે પ્રશ્ન કેહેવાને દશ પ્રકારનિ ઉત્પત્તિ મૈત્રેયે વિદુરને કહિ. તૃ. સ્કં. અ. ૧૧ કાલ પરમાણુ વિગેરેનાં લક્ષણ-

કરીને યુગમન્વંતર વિગેરેથી કલ્પનું માન કહ્યું. તૃ. સ્કં. અ. ૧૨ બ્રહ્માના પુત્ર સનત્કુમાર વિગરે સૃષ્ટિ કરવાનિ ના પાડી એટલે બ્રહ્માએ રીસથી ક્રોધરૂપિ કુમાર ઉત્પન્ન કર્યો તેને ભુતનિ ઉત્પત્તિ કરતાં જોઈ બ્રહ્માએ નાપાડિ બ્રહ્માએ શરીરના બેભેદથી સ્વાયંભુમનુ ને શત રૂપાએ બેને ઉત્પન્ન કર્યાં. તૃ. સ્કં. અ. ૧૩ મનુએ પ્રાર્થના કરિ માટે બ્રહ્માનિ છીંકમાંથી વરાહનું અંગુઠા જેટલું બચ્ચું નિકલ્યું ઘડિમાં હાથી જેવડુ થયું તે વરાહ અવતાર પ્રથ્વિ લેવા ગયા ત્યાં હિરણ્યાક્ષ વિગેરે દૈત્યોને મારિ પ્રથ્વિ લાવ્યા રુષિએ સ્તુતિ કરિ તૃ. સ્કં. અ. ૧૪ હિરણ્યાક્ષને શાથી માર્યો તો સંધ્યાકાલને વિશે કામથી પીડીત થયેલી દિતિએ કસ્યપનિ પ્રાર્થના કરિ તેથિ હિરણ્યાક્ષને હિરણ્યકશિપુએ બે દૈત્ય થયા. તૃ. સ્કં. અ. ૧૫ દિતિએ સો વર્ષ સુધિ ગર્ભ ધારણ કર્યો તેથી લોકમાં અંધકાર થયો તે ભયથિ દેવો બ્રહ્મા પાસે ગયા બ્રહ્માએ કહ્યું કે સનત્કુમારના શાપથી વિષ્નુના જયવિજય પાર્ષદ દિતિના ગર્ભમાં આવ્યાછે. તૃ. સ્કં અ. ૧૬ પશ્ચાત્તાપ કરનાર સનત્કુમાર વિગેરે સ્તુતિ કરિ ભગવાનને શાંતિ પામાડ્યા જય વિજયના ઉપર દયા કરિ ત્રિજા જન્મે વૈર બુદ્ધિથી મને પામશો એમ ભગવાંને કહ્યું. તૃ. સ્કં. અ. ૧૭ લોકને ભય ઉત્પન્ન કરનારા એ બેનો જન્મ થયો એ બેના દિગ્વિજય વખતે પોતાનો પ્રભાવ બતાવનારો હિરણ્યાક્ષ પ્રથ્વિને રસા-તલમાં લેઈ ગયો. તૃ. સ્કં. અ. ૧૮ પૃથ્વી લેવા કાજે વરાહ ભગવાન ગયા તે પ્રથ્વિ લેતાં જોઈ હિરણ્યાક્ષ તેમને મારવા દોડયો તે સમયમાં દેવને ભય કરનારૂં મહાયુદ્ધ થયું. તૃ સ્કં. અ. ૧૯ બ્રહ્માએ વરાહનિ પ્રાર્થના કરી વરાહ ભગવાને હિરણ્યાક્ષને માર્યો તેનું મરણ વખાંણ્યું. તૃ. સ્કં.

અ. ૨૦ સર્વ સ્થાવર જંગમનિ ઉત્પત્તિ પછે મનુનો વંશ કહ્યો. તૃ. સ્કં. અ. ૨૧ દશ હજાર વર્ષ સુદ્ધિ તપ કરિ કર્દમ રુષિએ ભગવાનને પ્રસન્ન કર્યા પછે મનુએ દેહુતિ કંન્યા કર્દમ રુષિને પરણાવાનિ તૈયારી કરિ. તૃ. સ્કં. અ. ૨૨ ભગવાને જે પ્રકારે આજ્ઞા કરિ તે પ્રકારે મનુ રાજાએ પોતાનિ દિકરિ દેવહુતિ કર્દમ રુષિને પરણાવી. તૃ. સ્કં. અ. ૨૩ દેવહુતિના ઉપર પ્રસંન થનાર કર્દમ ઋષિએ તપના બલથી વૈમાન બનાવ્યું તે વૈમાનને વિશે કર્દમ તથા દેવ હુતિના ગ્રહસ્થા શ્રમનું વરણુન. તૃ. સ્કં અ. ૨૪ તપશ્ચર્યા કરવા જતા કર્દમ રુષી પાસેથી દેવ હુતિએ પુત્ર માગ્યો તેથી કપિલ ભગવાનનો અવતાર થયો પછે કર્દમ રુષિ તપશ્ચર્યા કરવા ગયા. તૃ. સ્કં. અ. ૨૫ કર્દમ તપશ્ચર્યા કરવા ગયા પછે બિંદુ સરોવર ઉપર કપિલ ભગવાને દેવહુતિને બંધ છોડાવનારો ભક્તિ યોગ કહ્યો. તૃ. સ્કં. અ. ૨૬ પ્રકૃતિ પુરુષના વિવેક સારું સર્વ પદાર્થોનાં જન્મનું લક્ષણ કપિલે કહ્યું. તૃ. સ્કં. અ. ૨૭ બહુ સાધને કરિને પુરુષ પ્રકૃતિના વિવેકથિ મોક્ષનિ પ્રાપ્તિ કહિ. તૃ. સ્કં. અ. ૨૮ અષ્ટાંગ યોગે કરિને ધ્યાનથિ સર્વોપાધિ રહિત ભગવાનના સ્વરૂપનું જ્ઞાન કહ્યું તૃ. સ્કં. અ. ૨૯ ભક્તિયોગ બહુ પ્રકારનો કહિ કાલનું જોર બતાવિ વૈરાગ થવા સારુ ભયંકર જન્મ મૃત્યું કહ્યાં. તૃ. સ્કં અ. ૩૦ દેહ સ્ત્રી પુત્રને વિશે લોભિયા કામિ પુરુષોનો પાપથિ તમો ગુણથી નરકમાં વાસ થાય છે. તૃ. સ્કં. અ. ૩૧ રજોગુણથિ પાપ પુણ્ય પ્રમાણે માના ગર્ભમાં આવવું ભગવાનનિ સ્તુતિ કરવિ રજોગુણથિ ભુલિ જવિ. તૃ. સ્કં. અ. ૩૨ સાત્વિક ધર્મથિ ઉપરના લોકોમાં જવું તત્વ જ્ઞાન રહિત પુરુષનું પાછું આ-

વતું તે કપિલે કહ્યું. તૃ. સ્કં. અ. ૩૩ કપિલના ઉપદેશથિ સરસ્વતિના તટ ઉપર જ્ઞાન સહિત સમાધિથિ દેવહૂતિનિ જીવન મુક્તિ કહિ.

---

# चतुर्थ स्कंध.

ચતુ. સ્કંધ અધ્યા. ૧ મનુની કંન્યાઓનું જુદાજુદા વંશનું વરણન અને વરદાનથી અત્રિરૂષિના પેટ દત્રાત્રિ તથ દુર્વાસા તથા ચંદ્ર એ ત્રયણ વિષ્ણુ શીવ ને બ્રહ્મા એ ત્રયણના અંશે કરીને ઉત્પન્ન થયા. ચ. સ્કં. અ. ૨ વિશ્વસૃજના યજ્ઞમાં દક્ષ પ્રજાપતિને અને શિવને વૈર થયું એક એકને શાપ આપ્યો. ચ. સ્કં. અ. ૩ દક્ષપ્રજાપતિએ યજ્ઞ આરંભ્યો તેમાં સતી શીવ વિના સર્વેને નિમંત્રણ કર્યું શીવે ના કહિ તો પણ સતી યજ્ઞમાં જવા તૈયાર થયાં શંકરે કહ્યું કે અપમાન પામશો. ચ. સ્કં અ. ૪ આગ્રહથી સતિ શિવનો ત્યાગ કરિને યજ્ઞમાં ગયાં ત્યાં અપમાન પામ્યાં પોતાના પિતાનો તિરસ્કાર કરિને યજ્ઞમાં સમાધિથી દેહ ત્યાગકરયો મારવા આવેલા શંકરના ગણોને ભ્રગુરૂષિએ હોમથી દેવઉત્પન્ન કરિને નસાડયા. ચ. સ્કં. અ. ૫ પોતાના સૈન્યને માર્યું એવિં વાત નારદથી સાંભલિ જટા પછાડિ તેમાંથી વિરભદ્ર ઉત્પન્ન થયો તેણે દક્ષ સહિત યજ્ઞનો નાશ કર્યો. ચ. સ્કં. અ. ૬ આવેલા દેવોને લેઇને બ્રહ્મા કૈલાશમાં ગયા ને બોલ્યા કે દક્ષ વિગેરેને જિવતા કરો યજ્ઞનો ભાગ તમને આપિશું. ચ. સ્કં અ. ૭ દક્ષ વિગેરેને જિવતા કરી યજ્ઞ પ્રવર્ત્તાયો તેમાંથિ વિશ્નુ ઉત્પન્ન થયા બ્રહ્મા વિગેરે તેમની સ્તુતિ કરી. ચ. સ્કં. અ. ૮ ઓરમાન માનાં બાણ રૂપિ વચન સાંભળી ધ્રુવ પાંચ વર્ષના વનમાં તપશ્ચર્યા કરવા નિકલ્યા

નારદના ઉપદેશથી તપે કરીને ભગવાનને પ્રંસન્ન કર્યા. ચ. સ્કં. અ. ૯ ધ્રુવે ભગવાંનનિ સ્તુતિ કરિ ને તેમનાથી વરદાંન પાંમી ઘેર આવિ પિતાએ આપેલું રાજ્ય કર્યું. ચ. સ્કં. અ. ૧૦ ઉત્તમને રાક્ષસોએ માર્યો તેથિ ધ્રુવ અલકાપુરિમાં ગયા ત્યાં રાક્ષસોને માર્યા. ચ. સ્કં. અ. ૧૧ સર્વે યક્ષનો નાશકરતા ધ્રુવજિને જોઇ મનુરાજા આવી ઉપદેશથિ ધ્રુવને વાર્યો. ચ. સ્કં. અ. ૧૨ કુબેરે વખાંણ્યા એવા ધ્રુવજિ પ્રજાનું પાલન કરિ યજ્ઞથી ભગવાનને પ્રસન્ન કરિ વૈમાંનમાં બેશી પોતાના ધ્રુવ પદને પામ્યા. ચ. સ્કં. અ. ૧૩ ઉત્કલને આંધળો બેહેરો જોઇ તેના નાંનાભાઇ વત્સરને ગાદી આપિ તેના વંશમાં અંગ થયો તેના યજ્ઞમાં દેવોએ ભાગ નહી લીધો તેથી યજ્ઞ કરિને વેન ઉત્પન્નકર્યો એનિદુષ્ટતાથી અંગ વનમાં ગયો. ચ. સ્કં. અ. ૧૪ પ્રજાના સુખના સારૂ દુષ્ટ વેનને પણ ગાદિ બેસાડયો પણ તેનિ દુષ્ટતા જોઇ ઋષિઓ એ ઉપદેશ કર્યો તે ઉપદેશ ન માનવાથિ શાપ આપ્યો તેથિ તે અંગ રાજા નાશ પામ્યો. ચ. સ્કં. અ. ૧૫ રાખિ મુકેલા વેનના શરિરના મંથન કરવાથિ દક્ષણ બાહુમાંથિ લક્ષ્મિ તથા વિશ્નુના અંશ રૂપ સ્ત્રી પુરુષ થયાં પુરુષનું નામ પ્રથુ પાડયું તેમને ગાદિએ બેસાડિ દેવોએ સ્તુતિ કરિ. ચ૦ સ્કં૦ અ૦ ૧૬ સર્વે લોકપાલોનિ પ્રેરણાથિ ભાટ તથા ચારણોએ લક્ષ્મિ સહિત પ્રથુ ભગવાંનનિ સ્તુતિ કરિ. ચ૦ સ્કં૦ અ૦ ૧૭ ભુખથિ પિડાએલા મનુષ્યો પ્રથુરાજાને શરણે આવી અન્ન માગ્યું એટલે પ્રથુરાજા ધનુષ બાણ લેઇને અન્ન રસ ચોરિ લિધેલિ પૃથ્વીને મારવા દોડયો પ્રથ્વિએ સ્તુતિ કરિ. ચ૦ સ્કં૦ અ૦ ૧૮ પ્રથ્વિના વચનથિ વાછડો તથા દોહોવાનું પાત્ર એવી

રચનાએ કરિને ગાયરૂપ થયેલી પ્રથ્વિને પ્રથુરાજાએ દોહિ. ચ૦ રકં૦ અ૦ ૧૯ પ્રથુરાજાના અશ્વમેધ યજ્ઞમાં ઘોડો ઇંદ્ર લેઈ ગયો તેથિ ઇંદ્રને હોમિ દેવા તેયાર થયેલા પ્રથુરાજાને બ્રહ્માએ આવિને ના પાડિ ચ૦ સ્કં૦ અ૦ ૨૦ પ્રથુરાજાના અશ્વમેધ યજ્ઞમાંથી ઉત્પન્ન થયા એવા વિશ્નુએ વરદાન આપ્યું અને પરસ્પર બન્નેનિ પ્રિતિ થઇ ચ૦ સ્કં૦ અ૦ ૨૧ પ્રથુરાજાએ પોતાનિ પ્રજાને ધર્મનો ઉપદેશ કરયો. ચ૦ સ્કં. અ૦ ૨૨ ભગવાનનિ આજ્ઞાથી સનત્કુમાર આવિને પ્રથુરાજાને જ્ઞાન ઉપદેશ કર્યો ચ૦ સ્કં૦ અ૦ ૨૩ વનમાં જૈને ભાર્યાએ સહિત પ્રથુરાજાએ દેહનો ત્યાગ કર્યો વૈમાનમાં બેશિ વૈકુંઠમાં ગયા ચ૦ સ્કં૦ અ૦ ૨૪ પ્રથુના છોકરાનો છોકરો પ્રાચિન બર્હિષ્ રાજા તેને દશ પુત્ર ઉત્પન્ન થયા તે તપશ્ચર્યા કરવા ગયા ત્યાં શંકર પ્રસન્ન થૈને રુદ્રગીત સંભલાવ્યું ચ૦ સ્કં૦ અ૦ ૨૫ શીવના કહ્યા પ્રમાણે પ્રચેતસ રાજાઓએ તપ આરંભ્યું તેટલામાં નારદજીએ તેમના બાપ પ્રાચિન બર્હિશ રાજાના યજ્ઞમાં થતી પશુ હિંસા અટકાવિ પુરંજનનું આખ્યાન કેહેવા માંડયું. ચ૦ સ્કં૦ અ૦ ૨૬ પુરંજન બુદ્ધિ રુપિ સ્ત્રિને ત્યાગ કરિને મ્રગયા. રમવા ગયો ત્યાં મૃગયા કરિ અને તર્ષ લાગી તેથી ઘેરે આવ્યો પોતાની સ્ત્રિને કહ્યું કે હું તારો અપરાધીછું તહારિ ધ્યાનમાં આવે તે દંડ-કરય ચ૦ સ્કં૦ અ૦ ૨૭ બુદ્ધિ ઇંદ્રિયોરૂપ સ્ત્રિ પુત્ર ને વિશે જે આ-સક્તિ તેણે કરિને પોતાના સ્વરૂપનુ ભુલિ જવું કાલરુપ વૃદ્ધા અવસ્થાનું આવવું ચ૦ સ્કં૦ અ૦ ૨૮ સ્ત્રી સંગથી સ્ત્રી પણાને પામેલો પુરં-જન તેનિ પરમાત્માના જ્ઞાનરૂપ ઉપદેશથી મુક્તિ કહિ ચ૦ સ્કં૦ અ૦ ૨૯ પુરંજન એટલેજીવ બુદ્ધિ એટલે સ્ત્રિ તેના નિમિત્તે કરિને સ્ત્રીના

સંગથી સંસાર થાય છે ભગવાનનિ ઉપાસનાથી મુક્તિ થાય છે ચ૦ સ્કં૦ અ૦ ૩૦ દશ હજાર વર્ષ સુદ્ધિ જલમાં તપશ્ચર્યા કરવાથી પ્રચેતસોને ભગવાન પ્રસન્ન થયા વરદાન આપ્યુ વારક્ષિનાંમની કન્યાને પરણિને રાજ્ય કરયું ચ૦ સ્કં૦ અ૦ ૩૧ પ્રચેતસો પોતાના પુત્ર દક્ષને રાજ્ય આપિને વનમાં જૈનારદના ઉપદેશથી મુક્તિ પામ્યા.

---

## पंचमस्कंध.

પંચ. સ્કંધ. અધ્યા. ૧ વિરક્ત થયેલા પ્રીયવ્રતને બ્રહ્માએ ઉપદેશ કર્યો રાજ્યકરિસાતસમુદ્ર તથા સાતદ્વિપકરિ સાતપુત્રોને આપિ નારદના ઉપદેશથી પ્રિયવ્રત પરંપદને પામ્યો પં૦ સ્કં૦ અ૦ ૨ આગ્નિધ્ર તપ મુકિ અપ્સરાથિ નવ પુત્ર ઉત્પન્ન કરયા જંબુદ્વિપના નવખંડ નવને આપી અપ્સરાના લોકને પામ્યો. પંચમ૦ સ્કં૦ અ૦ ૩ પુત્રના સારૂ યજ્ઞ કર્તા નાભિ રાજાના યજ્ઞમાં ભગવાન પ્રગટ થયા નાભિ રાજાએ ભગવાન તુલ્ય પુત્ર માગ્યો તેથિ ઋષભ અવતાર થયો. પં૦ સ્કં૦ અ૦ ૪ ઇંદ્રે વૃષ્ટિ નહી કરિ તેથિ ઋષભે દેવયોગ બલથી વૃષ્ટિ કરિ સો પુત્ર ઉત્પન્ન કરયા ભરતજીને રાજ્ય આપ્યું નવ યોગિ થયા બિજા નવ નવ ખંડના રાજા થયા એકાશિ બ્રાહ્મણ થયા. પં૦ સ્કં૦ અ૦ ૫ ઋષભદેવ ભગવાને ભરતાદિ પુત્રોને ઉપદેશ કરિ ભરતને રાજ્ય આપિ અવધુતના સરખો વેશ કરિ પારમહંસ્ય ધર્મનું આચરણ કરયું પં૦ સ્કં૦ અ૦ ૬ અભિમાન ત્યાગ કરિ વનમાં જૈ દેહ ભસ્મ કર્યો અર્હન્ રાજાયે પાખંડ ચલાવ્યો પં૦ સ્કં૦ અ૦ ૭ રાજ્યને પાલન કર્તા એવા ભરતજિએ પાંચ છોકરા ઉત્પન્ન કરિ યજ્ઞેશ્વર ભગવાંનનિ ભક્તિ-

સહિત સ્તુતિ કરિ છોકરાઓને રાજ્ય વેચિ આપ્યું પછે પુલહાશ્રમમાં તપ કરવા ગયા પં० ૨૬ં० અ० ૮ પુલહાશ્રમમાં વિશ્નુનું ભજન કર્તા ભરતજિને મૃગલિનું બચ્ચું પ્રાપ્ત થવાથિ મૃગનો અવતાર આવ્યો. પં० ૨૬ં० અ० ૯ સુકાંપાંનાં ખૈ મૃગનો દેહ ત્યાગ કરિ બ્રાહ્મણના ઘેરે ત્રિજિવખને ઉત્પન્ન થયા તેમને જડ ભર્તના જેવા જોઇ ભદ્રકાલી આગલ મારતાં ભદ્રકાલિએ બિજાઓને મારિ જડ ભર્તનું રક્ષણ કર્યું પં० ૨૬ં० અ० ૧૦ કપિલાશ્રમમાં જતો રહૂગણ રાજાએ પાલખિએ જોડેલા ભરતજિનો તિરસ્કાર કરયો ભરતજીનાં વચન સાંભળી રાજા પગમાં પડયો સાંભા સાંભિ વાદવિવાદ થયો પં० ૨૬ં० અ० ૧૧ રહૂગણ રાજાના પુછવાથિ જડભરતે રહૂગણને ગ્નાન કહ્યું પં० ૨૬ં० અ० ૧૨ રાજાના સંદેહને દૂર કરવા જડ ભરતજિએ રહુગણના અગ્નાનનો નાશ કરિ ગ્નાન કહ્યું પં० ૨૬ં० અ०૧૩ વૈરાગ્યરહિત પુરુષને ગ્નાન આપવું તે મિથ્યા છે એમ બતાવિ રહૂગણને (સંસારમાર્ગથી) ગ્નાન ઉપદેશ કરયો પં० ૨૬ં० અ० ૧૪ ભવાટવિ રૂપજે ખરો અર્થ તે શુકજિએ પરિક્ષિતને કહ્યો પં० ૨૬ં० અ० ૧૫ ભરતનો વંશ વિરજ પર્યંત વર્ણન કર્યો. પં० ૨૬ં० અ० ૧૬ મેરૂનો નિચે ઉપર વિસ્તાર વર્ણવ્યો. તેના ચારેતરફ રહેલા દ્વિપ પર્વત વિગેરેનું વર્ણન કર્યું પં० ૨૬ં० અ० ૧૭ ચારે દિશાઓમાં ગંગાનું જવું અને ઈલાવૃત ખંડને વિશે શંકરનિ શેવા તથા સ્તુતિ કરેછે પં० ૨૬ં० અ० ૧૮ મેરૂની પુર્વે દિશાથિ ઉત્તરના ત્રણ્ય ખંડવિશે સેવ્ય સેવકનું વર્ણન. પં० ૨૬ં० અ० ૧૯ કિંપુરૂષખંડ તથા ભરત ખંડને વિશે સેવ્ય સેવક ભાવનું વર્ણન ભરતખંડ સર્વેથિ શ્રેષ્ઠ છે તેનું વર્ણન

પં. ૨કં. અ. ૨૦ પ્લક્ષાદિ છદ્વિપનું તથા સમુદ્રોનું વર્ણન કર્યુ તેના અંતમાં લોકા લોકનું પ્રમાણ કહ્યું. પં૦ ૨કં અ૦ ૨૧ કાલ ચક્રે કરિને રાત્રી દિવસ ભમતો એવો સુર્ય તેનિ ગતિનું રાશિની ગતિ સાથે પ્રમાણ કહ્યું ને રથનું વર્ણન કર્યુ પં. ૨કં. અ. ૨૨ સોમશુક્ર વિગરે ગ્રહોનિ એક બિજાના ઉપર સ્થિતિ કહિ ગતિના પ્રમાણથિ મનુષ્યને સારૂ ખોટું ફલ આપે છે. પં૦ ૨કં૦ અ૦ ૨૩ ધ્રુવપદને આરંભીને જ્યોતિષચક્રથી ભગવાનના વિરાટ્ દેહનિ કલ્પના કહિ. પં૦ ૨કં૦ અ૦ ૨૪ સુર્યના નીચે રાહુથી આરંભીને સાત પાતાલનું માન તેને વિશે રહેલા દેવો કહ્યા. પં૦ ૨કં૦ અ૦ ૨૫ શેષનિ સ્થિતિ તેના મુખમાંથી નિકલતો અગ્નિ તેથિ પ્રલય થતી વખતે શેષનું વર્ણન પં૦ ૨કં૦ અ૦ ૨૬ નિચેના નરકોમાં પાપિ પ્રાણિઓનિ જવાનિ ગતિ અને યમદૂતે કરેલિ પિડા તેનું વર્ણન

---

## षष्ठस्कंध.

ષ૪૦ સ્કંધ૦ અધ્યા૦ ૧ ભગવાનના નામનું મહાત્મ્ય કહેવા સારૂ અજામેલની કથા તે વખતે વિશ્નુના દૂતને યમના દૂત કહે છે. ષ૦ સ્કં. અ. ૨ વિશ્નુના દૂતે ભગવાનના નામનું મહાત્મ્ય યમના દૂતને સંભલાવિને અજામેલને વિશ્નુના લોકમાં લેઇ ગયા. ષ. સ્કં. અ૦ ૩ યમના દૂતે યમરાજાને પુંછયું ત્યારે યમરાજાયે ભગવાનના નામનું મહાત્મ્ય કહિ તથા અમારા નિયંતા ભગવાન છે એમ કહિ પોતાના દૂતને શાંતિ પામાડયા. ષ૦ સ્કં. અ૦ ૪ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથિ પ્રચેતસૂનાપુત્ર દક્ષે તપ કર્યુ ભગવાન પ્રસન્ન થયા તેમનિ-

સ્તુતિ કરિ. ૫૦ ૨૬ં૦ અ૦ ૫ દક્ષેહર્યશ્વ નામના ૧૦૦૦૦ પુત્ર ઉ-ત્પન્ન કર્યા નારદે આવિને વૈરાગ્ય કર્યો ફરિથિ શબલાશ્વ નામના ૧૦૦૦ પુત્ર ઉત્પન્ન કર્યા તેમને પણ વૈરાગ્ય પામાડ્યા તેથિ નારદને શાપ આપ્યો. ૫૦ ૨૬ં૦ અ૦ ૬ દક્ષને ૬૦ કન્યાઓ થૈ તે ૬૦ ક-ન્યાઓથિ સર્વ જગતનિ ઉત્પત્તિ. ૫૦ ૨૬ં૦ અ૦ ૭ દેવોને વૃહસ્પતિએ ત્યાગ કર્યા તે દેવોએ વિશ્વરૂપને ગોર કર્યા ૫૦ ૨૬ં૦ અ૦ ૮ વિશ્વરૂપે ઇંદ્રને નારાયણ કવચ કહ્યું તેથિ ઇંદ્રે દૈત્યોને જીત્યો ૫૦ ૨૬ં૦ અ૦ ૯ તે વિશ્વરૂપ ગોરે યજ્ઞમાં દૈત્યોને છાને માને ભાગ આપ્યો, તેથી ઇંદ્ર વિશ્વરૂપને મારી નાંખ્યો તેથિ તેનો બાપ ત્વષ્ટાએ વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો તેથિ દેવો ભય પામ્યા અને દેવોએ ભગવાન પાસે જઇને સ્તુતિ કરિ. ૧૦ ૫૦૨૬ં૦ અ૦ ૧૦ ભગવાનના કહેવાથી દેવોએ દધિચિરૂષીનાં અસ્થિ માગી લેઇ તેનું વજ્ર કરિ યુદ્ધ આરંભ્યું દૈત્યોને નાસતા જોઇ વૃત્રાસુરે બોધ કરી રોકયા. ૫૦ ૨૬ં૦ અ૦ ૧૧ દૈત્યો નાશી ગયા તોપણ ઇંદ્રના સાથે વૃત્રાસુરે યુદ્ધ કર્યું અને તે વૃત્રાસુરે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યવાળાં વચનો કહ્યાં. ૫૦ ૨૬ં૦ અ૦ ૧૨ મને માર્ય એમ કહ્યું તેથી વૃત્રાસુરનું માથુ ઇં-દ્રે કાપ્યું. ૫૦ ૨૬ં૦ અ૦ ૧૩ બ્રહ્મહત્યાના ભયથકી ઇંદ્ર કમલના વનમાં એક હજાર વર્ષ સુધી રહ્યો નહુષ ઇંદ્ર થયો અને ઇંદ્રાણીની ઇચ્છાથી રૂષીઓના શાપથી સર્પ થયો, ઇંદ્ર પાસે અશ્વમેધ કરાવ્યો. ૫૦ ૨૬ં૦ અ૦ ૧૪ વૃત્રાસુરનિ ભક્તીના પ્રશ્નમાં ચિત્રકેતુનો જન્મ દુ:ખથી પુત્રની પ્રાપ્તિ તે પુત્રના નાશથિ શોક. ૫૦ ૨૬ં૦ અ૦ ૧૫ ચિત્રકેતુનો શોક ટાલવા નારદ અને અંગિરામુનિ આવ્યા, તત્વ

ઉપદેશથી શોક ટાળ્યો. ૫૦ સ્કં૦ અ૦ ૧૬ તોપણ શોક ન ગયો તેથી મરેલા પુત્રના વચનથી માયા દૂર કરી ચિત્રકેતુરાજાને નારદજીએ શેષને પ્રસન કરવાનિ વિદ્યાનો ઉપદેશ કર્યો તેથી ભગવાને પ્રસન થઇ વરદાન આપ્યું ૫ સ્કં. અ. ૧૭ શેષના વરદાનથી ઉન્મત્ત થઇ ચિત્રકેતુ રાજાએ પાર્વતીને લેઇને સભામાં બેઠેલા મહાદેવજીનિ મશકરી કરી તેથિ પાર્વતીએ શાપ આપ્યો તેથી તે દૈત્યપણું પામીને વૃત્રાસુર થયો. ૫. સ્કં. અ. ૧૮ આદીત્યના વંશનું વર્ણન તેમાં ઇંદ્રે દિતિના ગર્ભના, ૪૯ ભાગ કર્યા. તે ઓગણપચાશ વાયુ, ઇંદ્રના બંધુ થયા. ૫. સ્કં. અ. ૧૯ ઈંદ્રને નાશ કરનાર પુત્ર ઉત્પન્ન કરવા કશ્યપેદિતિને જે વ્રત કરવું કહેલું તેજ વ્રતનો ફરિથી યથાર્થ ઉપદેશ કરયો.

---

## सप्तम स्कंध.

સપ્ત૦ સ્કંધ૦ અધ્યા૦ ૧ ભગવાનને દૈત્યોના ઉપર દ્વેષ શાથિ શિશુપાલને ભગવાનનિ પ્રાપ્તી શાથી તેમાં યુધિષ્ઠીર નારદના સંવાદથિ ભગવાનના પાર્ષદોનું ત્રયણ જન્મનું થોડામાં આખ્યાન અને પ્રલ્હાદ ઉપર શાથી દ્વેષ તેવો યુધિષ્ટીરનો પ્રશ્ન. સ૦ સ્કં૦ અ૦ ૨ હિરણ્યકશિયપુએ પોતાના ભાઈનુંમ્રત્યુ સાંભલિ દેવોને દુ:ખ કરવા માટે દૈત્યોને મોકલ્યા અને ભાઇનિ સ્ત્રિ તથા ભાઈના પુત્રને કપોતના (ઓલાના) ઈતિહાસ સહિત સુયજ્ઞ રાજાના ઇતિહાસથી સાંતિ પામાડયાં. સ૦ સ્કં. અ૦ ૩ હિરણ્યકશિપુના તપથિ દેવો બળવા લાગ્યા તેથિ દેવોએ બ્રહ્માનિ પ્રાર્થનાં કરિને તે પ્રાર્થના સાંભલિ બ્રહ્મા હરણ્યકશિપુ પાસે આવિ

કોઈથી તુ નહિ મરે તેવો વર આપ્યો ॥ સ૰ સ્કં૰ અ૰ ૪ વર માગી હિરણ્યકશીપુ ત્રયણુ લોકને જીતિને દેવને પિડા કરવા લાગ્યો ચાર પુત્રોમાં શ્રેષ્ટ પ્રલ્હાદ થયા તેને વિષે શાથિ દ્વેષ એવું નારદને યુધિષ્ટીરે પુછ્યું ॥ સ૰ સ્કં૰ અ૰ ૫ શુક્રાચાર્યના બે પુત્ર શંડામર્ક પાસે પ્રલ્હાદને ભણવા મુકયો ગુરૂનું વચન ન ગ્રહણ કર્યું તેથિ મારવાના વિષ સર્પાદિ ઉપાય ઘણા કર્યા તો પણ દૈત્યો પ્રલ્હાદને મારિ ન શક્યા ॥ સ૰ સ્કં૰ અ૰ ૬ ગુરૂ કાંઈ ઘરનું કાર્ય કરવા ગયા તે વખેતે પ્રલ્હાદને નારદે કહેલો તત્વોપદેશ દૈત્યોના છોકરાઓને કર્યો. ॥ સ૰ સ્કં૰ અ૰ ૭ છોકરાઓના પુછવાથિ પ્રલ્હાદ બોલ્યા કે મારો બાપ વનમાં ગયો ત્યારે ઇંદ્ર મહારિ માને લેઈ જતો હતો તે વખતે નારદજીયે ના પાડી ને તત્વોપદેશ કર્યો તે મેં ગર્ભમાં રહિને ગ્રહણ કર્યો. ॥ સ૰ સ્કં૰ અ૰ ૮ હિરણ્યકશીપુએ પ્રલ્હાદનો તિરસ્કાર કરિ સ્થંભ બતાવ્યો તેથિ નરસિંહ ભગવાન ઉત્પન્ન થયા. હિરણ્યકશિપુને માર્યો બ્રહ્મા વિગેરે દેવોએ સ્તુતિ કરિ. ॥ સ૰ સ્કં૰ અ૰ ૯ ક્રોધ પામેલા નૃસિંહ ભગવાન પાસે કોઇથી જવાયું નહિ તેથી પ્રલ્હાદજીને તેમનો કોપ શાંતી પામાડવા મોકલ્યા. તેથી પ્રલ્હાદે જઇને સ્તુતિ કરી, એટલે શાંતિ પામ્યા અને પ્રસન્ન થઈ એકાંત ભક્તિરૂપ વર પ્રલ્હાદને આપ્યો. ॥ સ. સ્કં. અ. ૧૦ પ્રલ્હાદના ઉપર પ્રસન્ન થઇ ભગવાન અંતરધ્યાન થયા, અને ભગવાને રૂદ્ર ઉપર અનુગ્રહ કરયો. તેથી શિવજીએ ત્રિપુરાસુરને માર્યો. ॥ સ. સ્કં. અ. ૧૧ મનુષ્યના તથા ચારે વર્ણોના તથા સ્ત્રીઓના સાધારણ ધર્મ નારદે યુધિષ્ઠરને કહ્યા. ॥ સ. સ્કં. અ. ૧૨ બ્રહ્મચારિ અને વાનપ્રસ્થના આશ્રમના ધર્મ કહ્યા અને ચાર

આશ્રમના પણ સાધારણ ધર્મ કહ્યા. ॥ સ. સ્કં. અ. ૧૩ સાધન કરનાર સંન્યાસીના ધર્મ નિરૂપણ વખતે પ્રલ્હાદનો તથા દત્તાત્રીનો સંવાદ માખીઓથી તથા અજગરથી શીખેલું પોતાનનું વૃત્તાન્ત દત્તાત્રિએ પ્રલ્હાદને કહ્યું ॥ સ. સ્કં. અ. ૧૪ દેશકાલ વિગેરેથી ગ્રહસ્થાશ્રમીને કલ્યાણ કરનારો ધર્મ કહ્યો. ॥ સ. સ્કં. અ. ૧૫ યુધિષ્ઠિરે નારદને પુછયું કે સંન્યાસીનો માર્ગ કીયાધર્મથી પાંમાય તેથી નારદે કહ્યું કે મોક્ષ ધર્મનો સાર વર્ણાશ્રમનો ધર્મ છે.

---

## अष्टम स्कंध

અ. સ્કં. અ. ૧ સ્વાયંભુમનું તથા સ્વારોચિષમનું તથા ઉત્તમ મનુ, તથા તામસ મનુ એ ચાર મનન્વંતરના વંશનું વર્ણન અને ચોથા મન્વંતરમાં ગજેંદ્રનો મોક્ષ સાંભળી રાજાનો પ્રશ્ન ॥ અ. સ્કં. અ. ૨ તે સાંભલી શુકજી કહેવા લાગ્યા. ગજેંદ્ર હાથણીઓ સહિત જળમાં પેઠો ત્યાં મધ્ધરે પગેથી પકડયો, હાથણીઓ બહારય ખેંચે છે. અને મધ્ધર જળમાં ખેંચે છે. તેથી હાથી. તથા હાથણીઓ દુઃખથી શબ્દ કરવા લાગ્યા. ॥ અ. સ્કં. અ. ૩ ગજેંદ્રે ભગવાનની સ્તુતિ કરી. ગરૂડ ઊપર બેશીને ભગવાન આવી મધ્ધરને મારી નાંખી દેવલ રૂષીના શાપથી ગજેંદ્રને મુકાવ્યો. ॥ અ. સ્કં. અ. ૪ હુહુ નામનો ગંધર્વ જલમાં ક્રીડા કરતો દેવલરૂષીના પગે વળગ્યો તેથી મધ્ધર થયો. ઈંદ્રધુમ્ન નામનો રાજા મૌન વ્રત ધારણ કરી પુજા કરતો હતો. અગસ્ત રૂષીનો સત્કાર ન કર્યો તેથી તું હાથી થા એમ શાપ આપ્યો જે બન્ને ભગવાનના દર્શન સ્પર્શથી મુક્ત થયા. ॥ અ. સ્કં

અ. ૫ પાંચમા તથા છઠ્ઠી મનુનુ વર્ણન કરતાં દુર્વાસાનો હાર ઈંદ્રના હાથીએ કચરી નાખ્યો. તેમના શાપથી લક્ષ્મી રહિત દેવોએ ભગવાનનિ સ્તુતિ કરી ॥ અ. ૨૬. અ. ૬ સ્તુતિથી ભગવાને દર્શન આપી કહ્યુંકે તમે દૈત્યોના સાથે મિત્રતા કરો તે પ્રમાણે મિત્રતા કરી મંદ્રાચલ લાવતાં રસ્તામાં પડી ગયો ગરૂડ સહિત ભગવાન આવી પર્વત તળે મરી ગએલા દેવોને જીવતા કરી ગરૂડ પાસે ઊપડાવી જળમાં નંખાવી ગરૂડને વૈકુંઠમાં મોકલ્યો. ॥ અ. ૨૬. અ. ૭ પર્વત ડુબી જવાથી દેવોનું દુઃખ જોઇ ભગવાને કાચબાનું રૂપ લેઇ પર્વત ધારણ કર્યો મંથન કરતાં સમુદ્રમાંથી વિષ નિકળ્યું. તેથી ભય પામેલા દેવોને શાંતિ પમાડવા તે વિષ શીવજી પી ગયા. ॥ અ. ૨૬. અ. ૮ સમુદ્રમાંથી ચૌદ રત્ન નિકલ્યાં તેમાં લક્ષ્મીજી ઉત્પન્ન થયાં અને ભગવાનને વર્યાં મદીરાને દૈત્યો લેઈ ગયા. અમૃત કલશ લેઇને ધન્વંતરી થયા તે અમૃત કલશ દૈત્યો લેઈ ગયા તેથી ભગવાને મોહની રૂપ ધારણ કર્યું. ॥ અ. ૨૬. અ. ૯ દૈત્યોને મોહ પમાડી ખેતરીને દેવોને અમૃત પાન કરાવ્યું અને રાહુનું માથુ કાપી નાંખ્યું. તેથી પુન્યમ અમવાસ્યાના દીવસે તેરાહુ ચંદ્ર સૂર્યનેને નડે છે. ॥ અ. ૨૬. અ. ૧૦ દેવની વૃદ્ધિ જોઇ દૈત્યો યુદ્ધ કરવા તૈયાર થયાં. મહા દારૂણ સંગ્રામ થયો દૈત્યો દેવને ન જીત્યા તેથી માયા ધારણ કરી દેવોનો પરાભવ કર્યો ભગવાન આવી દેવોના તરફ થયા. ॥ અ. ૨૬. અ. ૧૧ દેવ દૈત્યના યુદ્ધમાં જાંભને માર્યો. નારદના કહેવાથી ત્રયણ પુત્ર આવ્યા અને પુત્રોનાં માથાં કાપી નાખ્યાં ત્રિજાનું માથુ ન કપાવ્યું તેથી આકાશ વાણી થઇ સમુદ્રના ફેનથી માથુ કાપ્યું ઘણા

દૈત્યોને મારયા નારદના ઊપદેશથી યુદ્ધ શાંતિ પામ્યું. ॥ અ. ૨૬. અ. ૧૨ મોહની રૂપ જોવાની મહાદેવને ઇછા થઇ. તેથી મહાદેવને ભગવાને મોહની રૂપ ધારણુ કરી મોહ પામાડીને પોતાનુ સ્વરૂપ પ્રકાશ કરીને શાંતી પામાડયા. ॥ અ. ૨૬. અ. ૧૩ બાકી રહેલા સાત મનુનું વર્ણુન એક એક મનુમાં છ કાર્ય, મનુનો પુત્ર. ૧. દેવ ૨. રૂષી. ૩. ઇંદ્ર ૪. અવતાર. ૫. અવતારનું કાર્ય. ૬. એ વર્ણન કર્યું. ॥ અ. ૨૬. અ. ૧૪ એક એક મનુમાં છ છ કાર્ય કહ્યાં છે તેના કર્મનું વર્ણુન. ॥ અ. ૨૬. અ. ૧૫ શુક્રાચાર્યે બલી રાજાને સજીવન કર્યા તે બલી રાજા પાસે વિશ્વજીત્ નામનો યજ્ઞ કરાવી. સામગ્રી પામી. સર્વે દૈત્યોને લેઈને બલીએ સ્વર્ગ પુરી રોકી. દેવો ભય પામી નાશી ગયા. ફરીથી ઇંદ્રનું પદ સ્થીર કરવા સારૂ યજ્ઞ આરંભ્યો. ॥ અ. ૨૬. અ. ૧૬ દૈત્યોએ દેવોનું સ્થાન હરણુ કર્યું એવું જાણી ને. અદિતિએ કશ્યપની પ્રાર્થના કરી, કશ્યપે બ્રહ્માએ બતાવેલુ પયોવ્રત આદિતીને કહ્યું. ॥ અ. ૨૬. અ. ૧૭ બાર દીવસના પયોવ્રતથી ભગવાને પ્રસન્ન થઈ કહ્યું હું તારો પુત્ર થઇશ તેથી અદિતિના ગર્ભમાં ભગવાન આવ્યા. ॥ અ. ૨૬. અ. ૧૮ કશ્યપથી અદીતીના પેટ વામન અવતાર થયો. સર્વે દેવો એ સંભાવના કરી પછે બલીના યજ્ઞમાં ગયા ત્યાં બલી રાજાએ સ્તુતિ કરી બલી રાજાએ કહ્યું કે વરદાન માગો. ॥ અ. ૨૬. અ. ૧૯ વામનજીએ બલી રાજા પાસે ત્રયણુ ડગલાં પૃથ્વી માગી બલીએ કહ્યુંકે વધારે માગો, ત્યારે બોલ્યા કે એટલાથી મને સંતોષ છે. દાન આપતી વખતે બલી રાજાને શુક્રાચાર્યે ના પાડી. ॥ અ. ૨૬. અ. ૨૦ શુક્રાચાર્યે શાપ આપ્યો તો પણુ જુઠુ કેમ બોલુ

એમ જાણી કપટ સમજીને પણ ત્રયણ ડગલાં પૃથ્વીનું દાન આપ્યું. ભગવાને વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. એક પગલું સ્વર્ગમાં મુકયું. બીજુ પૃથ્વી ઊપર મુકયું. ત્રિજુ બાકી રહ્યું. ॥ અ. ૨૬. અ. ૨૧ સ્વર્ગમાં જે પગલુ મુકયું તે સત્ય લોકમાં ગયું. તેથી બ્રહ્મા મરીચી વિગેરે સર્વે યોગીઓએ સ્તુતિ કરી નાગપાસથી બલી રાજાને બાંધ્યો વામનજી બોલ્યા કે ત્રીજા પગલાનું દાનકરી આપતો નથી તેથી નરક ભોગવ્ય ॥ અ. ૨૬. અ. ૨૨ ત્રિજુ પગલુ મારા માંથા ઊપર મુકો એવુ બલીનુ વચન સાંભલી ભગવાન પ્રસન્ન થયા. પ્રલ્હાદે આવીને કહ્યું કે મારા પૌત્ર પાસેથી ઈંદ્રનું પદ લેઇ લીધુ તે ઘણુ સારૂ કર્યું. વિંધ્યાવલીએ ભગવાનની સ્તુતિ કરી બ્રહ્માએ આવીને બલીને મુકાવ્યો અને કુટંબ સહિત બલી રાજાને સુતલમાં જવાની આજ્ઞા કરીને કહ્યું કે હું તારા દ્વારને વિષે બેશી દૈત્યોથી તારૂ રક્ષણ કરી દર્શન આપીશ. ॥ અ. ૨૬. અ. ૨૩ બલી પ્રલ્હાદ સહિત સુતલમાં ગયા. ઈંદ્ર સહિત ભગવાન સ્વર્ગમાં આવી દેવોનાં સ્થાન આપી સર્વે દેવોને તથા અદિતીને આનંદ પામાડ્યાં. ॥ અ. ૨૬. અ. ૨૪ સત્ય વ્રતના હાથમાં અર્ઘ્ય આપતાં એક માછલુ આવ્યું. અને અકસ્માત વધ્યું એજ મછા અવતારે પ્રલય વખતે મનુ રાજાનું રક્ષણ કર્યું અને મછ પુરાણ કહ્યું અને હયગ્રીવને મારી તેના પાસેથી વેદને લાવી બ્રહ્માને આપ્યા તેજ સત્ય વ્રત ભગવાનની કૃપાથી વૈવસ્વત મનુ થયો છે.

---

# નવમ સ્કંધ.

નવ. સ્કંધ. અધ્યા. ૧ ચંદ્રવંશની ઊત્પત્તિના માટે સૂર્યવંશના વિષે મનુનો પુત્ર સુધુમ્ન તેને બે વખત સ્ત્રીપણુ પ્રાપ્ત થયું. અને વશિષ્ઠની કૃપાથી એક મહીનો પુરષ અને એક મહીનો સ્ત્રી થયો. ન. સ્કં. ॥ અ. ૨ મનુના દશ પુત્ર તેમાં આઠમો પ્રશધ્ર વશિષ્ઠરૂષીના શાપથી શુદ્રપણુ મુકાવા સારૂ તપ કરી સ્વર્ગમાં ગયો. તથા બાકીના મનુના છોકરાઓના વંશનું વર્ણન ॥ ન. સ્કં. અ. ૩ શર્યાતી રાજાની સુકન્યા નામની પુત્રી તેનો ચયવન રૂષી સંગાથે વિવાહ થયો અને રૈવતનું આખ્યાન અને રેવતી બલભદ્રને આપ્યાં. ॥ ન. સ્કં. અ. ૪ નાભાગને બ્રહ્મચારી જાણી ભાગ ન આપ્યો તેથી અંગીરસના યજ્ઞમાંથી દ્રવ્ય લાવ્યો. તેના પુત્ર અંબરીષ થયા તેમના ઘરમાં મુકેલું વિષ્ણુના ચક્રથી દુઃખ પામતા દુર્વાસા તે બ્રહ્મા શિવ તથા વિષ્ણુ પાસે ગયા વિષ્ણુએ કહ્યું કે રાજા પાસે જાઓ ॥ ન. સ્કં. અ. ૫ પછે દુર્વાસા અંબરીષ રાજા પાસે ગયા તે રાજાએ ચક્રની સ્તુતિ કરી. તેથી દુઃખથી મુકાઇ ને રાજાનાં વખાણ કરી બ્રહ્મ લોકમાં ગયા. ॥ ન. સ્કં. અ. ૬ ઇક્ષ્વાકુના વંશમાં શશાદનું ચરિત્ર તેનો પુત્ર કકુસ્થનુ ચરીત્ર તેના વંશમાં યૌવનાશ્વ તેના વંશમાં માંધાતાનું ચરિત્ર પચાસ કન્યાઓને વરેલા સૌભરિનું આખ્યાન. ॥ ન. સ્કં. અ. ૭ માંધાતાના વંશમાં ઊત્પન્ન થયેલા હરિશ્ચંદ્ર રાજાનું આખ્યાન, તેના યજ્ઞમાં વિશ્વા મિત્રની કૃપાથી શુનઃશેપનો મોક્ષ. ॥ ન. સ્કં. અ. ૮ રોહિતના વંશમાં ઊત્પન્ન થયેલા સગર રાજાના યજ્ઞમાં ઈંદ્ર અશ્વ લેઈ ગયો તેથી કપીલના આશ્રમમાં ઘોડો જેઈ સગર રાજાના પુત્ર

કોપથી બળી મુઆ અસમંજસનું આખ્યાન, તેનો પુત્ર અંશુમાને કપીલની સ્તુતિ કરી અશ્વ લાવી યજ્ઞ પુરો પાડયો. સગર રાજા વનમાં ગયો ॥ ન. ૨૬. અ. ૯ તેનો પૌત્ર ભગીરથ. ગંગાને લાવીને પોતાના પીત્રિનો ઊદ્ધાર કર્યો. તેના વંશમાં રૂતુપર્ણ રાજા ઉત્પન્ન થયો તેના વંશમાં સૌદાસ રાજાનું આખ્યાન તથા ખટ્વાંગ રાજા બે ઘડીમાં બ્રહ્મ લોકને પામ્યો. ॥ ન. ૨૪. અ. ૧૦ ખટ્વાંગના વંશને વિષે દશ રથથી રામ થયા તેનું ચરીત્ર ॥ ન. ૨૬. અ. ૧૧ પોતાના ભાઇઓ સહિત રામચંદ્ર અયોધ્યામાં વસતાથકા સીતાનો ત્યાગ કરી યજ્ઞાદિ કર્યા શત્રુઘ્ને લવણાસુરને મારી મથુરા વસાવી, ॥ ન. ૨૬. અ. ૧૨ કુશને આરંભીને સુમિત્ર પર્યંત મનુનો વંશ કહ્યો, ॥ ન. ૨૬. અ. ૧૩ ઇક્ષ્વાકુનો પુત્ર નિમિ રાજા તેના વંશમાં જનકાદિ રાજાઓનું વર્ણન એક એકના શાપથી વશિષ્ટરૂષી તથા નિમિ રાજાએ બન્નેજણે દેહનો ત્યાગ કર્યો. ॥ ન. ૨૪. અ. ૧૪ સૂર્ય વંશ સમાપ્ત થયો. ચૌદમા અધ્યાયથી સોમનો વંશ કહેછે. ચંદ્રમાએ બ્રહસ્પતિની સ્ત્રી હરણ કરી તેથી દેવ દૈત્યના યુદ્ધમાં બ્રહ્માએ તારાને પુછી બુધ લેઈ ચંદ્રમાને આપ્યો તેનો પુરૂરવસ થયો. ઊર્વશીનું આખ્યાન ઊર્વશીથી આયુષાદી ૭ છોકરાઓની ઉત્પત્તિ, ન. ૨૬. ॥ અ. ૧૫ પુરૂરવસના વંશને વિષે જન્હુ રાજાની ઉત્પત્તિ વિશ્વામીત્રના આખ્યાનમાં ગાધીરાજાથી જમદગ્ની તેના પુત્ર પરશુરામનો જન્મ પરશુરામે સહસ્રાર્જુનને માર્યો. ॥ ન. ૨૬. અ. ૧૬ સહસ્રાર્જુનના છોકરાએ જમદગ્નીને મારી નાખ્યો તેથી પરશુરામે એકવીશ વાર નક્ષત્રીય પૃથ્વી કરી વિશ્વામિત્રનો વંશ કહ્યો. ॥ ન. ૨૬. અ. ૧૭ પુરૂરવસના ચાર પુત્રના વંશનું

વર્ણન ॥ ન. સ્કં. અ. ૧૮ નહુષ રાજાનો છોકરો યયાતી રાજા દેવયાનીને પરણ્યો સર્મીષ્ટા તથા દેવયાનીના વિષે યદુ વિગેરે પાંચ છોકરા ઊ- ત્પન્ન થયા પુરૂએ જરા અવસ્થા લીધિ. ॥ ન. સ્કં. અ. ૧૯ યયાતીને વૈરાગ્ય થયો તેથી ચાર પુત્રોને ચાર દિશાઓ આપી પુરૂને સર્વેનો અધિપતિ કરી વનમાં ગયો ॥ ન. સ્કં. અ. ૨૦ પુરૂના વંશમાં દુ- ષ્યંત થયો દુષ્યંત શકુંતલાનો વિવાહ થયો. તેનો પુત્ર ભરત થયો, તે ભરતવંશ નાશ થવાથી યજ્ઞથી પ્રસંન થયેલા દેવોએ ભ- રદ્વાજ પુત્ર ભરતને આપ્યો ॥ ન. સ્કં. અ. ૨૧ રંતીદેવ થકી અ- જમીઢ વિગેરેનુ ચરિત્ર દિવોદાસની ઊત્પત્તિ અને અહલ્યાનું આ- ખ્યાન, અહલ્યાથી શતાનંદની ઊત્પત્તિ ॥ ન. સ્કં. અ. ૨૨ દિવોદાસના વંશનું વર્ણન રક્ષના વંશમાં જરાસંધ તથા અર્જુન તથા દુર્યોધન વિગેરેની ઊત્પત્તિ. ॥ ન. સ્કં. અ. ૨૩. દ્રુહ્યુ તુર્વસુ અને યદુ એ ત્રયણુના વંશ જયામઘ સુદ્ધી કહ્યા. ॥ ન. સ્કં. અ. ૨૪. યદુના વંશની ઊત્પત્તિ, વિદર્ભ રાજાના નાના પ્રકારના વંશ રામકૃષ્ણના અવતાર સુદ્ધિ કહ્યા.

---

## दशम स्कंध.

દશ. સ્કંધ. અ. ૧ વસુદેવ દેવકીના વિવાહ વખતે દેવકીના આઠમા ગર્ભથી કંસે પોતાનુ મૃત્યુ જાણી દેવકીના છ પુત્ર મારી નાંખ્યા. ॥ દ. સ્કં. અ. ૨ કંસના નાશ સારૂ બ્રહ્માએ પ્રાર્થના કરી તેથી ભગવાન દેવકીના ગર્ભમાં આવ્યા બ્રહ્માએ ગર્ભની સ્તુતી કરી. ॥ દ. સ્કં. અ. ૩ દેવકીથી દશ માસે ચતુર્ભુજરૂપે ભગવાન ઊત્પન્ન થયા તેથી દેવકી વસુદેવે ભગવાનની

સ્તુતી કરી અને ભયથી વસુદેવ ભગવાનને ગોકુળમાં મુકી આવ્યા ॥ દ. સ્કં. અ. ૪ કન્યાના વચનથી કંસ ભય પામ્યો અને દુષ્ટ દૈત્યોને સર્વ બાલક મારી નાખવાની આજ્ઞા આપી ॥ દ. સ્કં. અ. ૫ નંદજી પુત્રના જન્મથી આનંદ પામી મહોત્સવ કરી મથુરામાં વેરો આપવા ગયા ત્યાં વસુદેવનો સમાગમ થયો ॥ દ. સ્કં. અ. ૬ વસુદેવના વચનથી ગોકુલમાં ઊત્પાત થશે એમ જાણી નંદજી ગોકુલમાં આવ્યા ત્યાં પુતનાનો વધસાંભલી વિસ્મ પામ્યા ॥ દ. સ્કં. અ. ૭ શ્રીકૃષ્ણે શકટા સુરને મારયો તણાવત્ દૈત્યને માર્યો અને પોતાના મુખમાં સર્વ વિશ્વ પોતાની માને બતાવ્યુ ॥ દ. સ્કં. અ. ૮ ગર્ગાચાર્યે આવી શ્રીકૃષ્ણ તથા બલભદ્રનાં જન્મ કર્મ વિગેરે કહ્યાં જાત સંસ્કાર કરી નામ પાડ્યાં અને માટી ખાવાના નીમીત્તથી ભગવાને ફરીથી મુખમાં વીશ્વ બતાવ્યું ॥ દ. સ્કં. અ. ૯ યશોદા દુધ ઊતરવા ગયાં એટલે શ્રીકૃષ્ણભગવાને ગોલી ફોડી નાખી તે જોઇ યશોદાએ શ્રીકૃષ્ણ ભગવાનને ખાણીયા સાથે બાંધ્યા ॥ દ. સ્કં. અ. ૧૦ ખાંણીયા સહીત ભગવાન ખસ્તા ખસ્તા જઇ યમલાર્જુન નામના વૃક્ષોમાં ખાણીયો ભરાવ્યો તેથી તે બે વ્રક્ષ ભાગ્યા તેમાંથી નલ કુબર મણી ગ્રીવ બે ઉત્પન્ન થયા તેમણે ભગવાનની સ્તુતિ કરી ॥ દ. સ્કં. અ. ૧૧ વાછરડાં ચારવા ગયા ત્યાં શ્રી કૃષ્ણભગવાને વત્સાસુરને માર્યો અને બકાસુરને માર્યો ॥ દ. સ્કં. અ. ૧૨ મહાઅજગરનુ શરીર ધારણ કરનાર અઘાસુર વાછડા ગોવાળીયાને ગળી ગયો એમ જાણી શ્રી કૃષ્ણ ભગવાન તેના ગળામાં પેશી પોતાનુ શરીર વધારી તેને મારી નાખ્યો અને ગોવાળીયા તથા વાછડાઓને જીવતા કર્યા ॥ દ. સ્કં. અ. ૧૩

બ્રહ્મા આવી વાછડાગોવાળીયાને લેઇ ગયા એટલે તે તે વાછડારૂપ તે તે ગોવાળીયા રૂપ ભગવાન પોતે થઇને ગોકુળમાં બાર મહીના સુધિ ક્રીડા કરી ॥ દ. સ્કં. અ. ૧૪ શ્રીકૃષ્ણ ભગવાનને પરબ્રહ્મ જાણી બ્રહ્માએ આવી સ્તુતિ કરી ॥ દ. સ્કં અ. ૧૫ તાડ પત્રના વનમાં ધેનુકાસુરને માર્યો કાલી નાગના ધરાનું વીષ રૂપ જળથી મરી ગયેલા વાછડા તથા ગોવાળીયાને ભગવાને અમૃત દ્દષ્ટિથી જીવતા કરયા ॥ દ, સ્કં. અ. ૧૬ યમુનાના ધરામાં પેશી શ્રી કૃષ્ણભગવાને કાલીયનાગનું દમન કર્યું અને તે કાલીય નાગની સ્રીઓએ ભગવાનની સ્તુ કરી તેથી ભગવાન તેમના ઊપર પ્રસન્ન થયા ॥ દ. સ્કં. અ. ૧૭ કાલીય નાગને રમણુક નામના દ્વીપમાં મોકલ્યો તે રાત્રીએ યમુનાના તટ ઊપર સુઇ ગયેલા ગોવાળીયાનું વનના અગ્નીથી રક્ષણ કર્યું ॥ દ. સ્કં. અ. ૧૮ વસંતઋતુનુ વર્ણન અને ગ્રીષ્મ ઋતુનું વર્ણન અને બલભદ્રે પ્રલંબાસુરને માર્યો ॥ દ. સ્કં અ. ૧૯ મુંજારણ્યમાં શ્રીકૃષ્ણ ગોવાળીયા સહીત ગયા ત્યાં વનનો અગ્ની ગોપ ગોવાળીઆ સર્વેને વીંટાયેલો જોઈ શ્રીકૃષ્ણભગવાન તે અગ્નીનુ પાન કરી ગયા ॥દ. સ્કં.અ.૨૦ બલભદ્રની તથા શ્રીકૃષ્ણની ક્રીડા વર્ષાઋતુમાં તથા શરદઋતુમાં વર્ણવી. દ. સ્કં અ. ૨૧ શરદઋતુમાં ભગવાને વાંસળી વગાડી તેનો શબ્દ સાંભળી ગોપીયો આવીને વેણુગીત કહ્યું. ॥ દ૦ સ્કં૦ અ૦ ૨૨ કાત્યાયનીનું વ્રત કરનારી ગોપીઓની મશ્કરી કરીને વસ્ત્ર આપ્યાં તથા વરદાન આપ્યું. અને યજ્ઞ થતો હતો ત્યાં ગોવાળીયાને મોકલ્યા. ॥ દ૦ સ્કં૦ અ૦ ૨૩ અન્ન માગવાના મીશથી બ્રાહ્મણની સ્રીયો ઉપર શ્રીકૃષ્ણ ભગવાન પ્રસન્ન થયા અને તે સ્રીયોના સ્વામીના અંતઃકરણમાં ધણો પ્રશ્ચાત્તાપ થયો

॥ દ. ૨૬. અ. ૨૪ ઇંદ્રનો યજ્ઞ કરવાની નંદ વિગેરે ગોપોને શ્રી કૃષ્ણભગવાને ના પાડી અને ગોવર્ધન પર્વતનો મ્હોટો ઊત્સવ કરાવ્યો. ॥ દ. ૨૬. અ. ૨૫. ઇંદ્રે કોપ પામી વ્રજનો નાશ કરવા સારૂ મહાવૃષ્ટિ કરવા માંડી તે જોઇ શ્રીકૃષ્ણભગવાને ગોવર્ધન પર્વત ઉચો તોળી સર્વે વ્રજવાસીઓનુ રક્ષણ કર્યુ. ॥ દ. ૨૬ અ. ૨૬. કૃષ્ણભગવાનના પરાક્રમથી આશ્ચર્ય પામેલા ગોવાળીયોને ગર્ગરૂષીએ કહેલાં વચન નંદજીએ સંભળાવ્યાં અને શ્રીકૃષ્ણભગવાનનુ ઐશ્વર્ય વર્ણવ્યું. ॥ દ. ૨૬. અ. ૨૭ શ્રીકૃષ્ણભગવાનનું આશ્ચર્યકારક પરાક્રમ જોઈ ઇંદ્રે ભગવાનની સ્તુતી કરી અને કામધેનુ તથા ઇંદ્રે એ ગોકુળનાપતી શ્રી કૃષ્ણભગવાનના અભીશેકનો મહોત્સવ કર્યો. ॥ દ. ૨૬. અ. ૨૮. નંદજીને વરુણ પોતાના લોકમાં લેઇ ગયો તે સાંભળી ભગવાન વરૂણના લોકમાં ગયા અને વરૂણે તેમની સ્તુતી કરી અને પીતાને લાવ્યા અને ગોવાળીયાને વઇકુંઠ ધામ બતાવ્યું ॥ દ. ૨૬. અ. ૨૯ રાસ રમવા માટે ગોપીયો આવી તે ગોપીયોનું ને ભગવાનનું સામ સામી બોલવું અને રાસ મંડલમાંથી ભગવાન અંતર ધ્યાન થઈ ગયા. ॥ દ. ૨૬. અ. ૩૦ ભગવાનના વીયોગથી તાપ પામી ગોપીયોએ ભગવાનને ખોલ્યા અને ભગવાનને નહિ દેખી હું કૃષ્ણ છું આ કૃષ્ણ છે એમ માંહોમહાંય ગાંડાના સરખું બોલવા લાગી. ॥ દ. ૨૬. અ. ૩૧ પછે તે ગોપીયો યમુનાના તટમાં આવી શ્રીકૃષ્ણનુ ગાન કર્યુ તેનેજ ગોપીકાગીત કહે છે ॥ દ ૨૬. અ. ૩૨ ભગવાન તે ગોપીયોની ભક્તિથી ખેંચાઇ ત્યાં પ્રગટ થયા અને તે ગોપીયોના સંગાથે વચન બોલી ગોપીયોને પ્રસન્ન કરી ॥ દ. ૨૬. અ. ૩૩. રાસ મંડલ રમી તે

તે ગોપીયોના સાથે શ્રીકૃષ્ણ ભગવાને જળમાં તથા વનમાં ક્રીડા કરી ॥ દ. સ્કં. અ. ૩૪ અંગીરસ મુંનીના શાપથી ગંધર્વે અજગરનું રૂપ લીધેલું તે અજગર નંદજીને ગલી ગયો હતો તેનાથી નંદજીને મુકાવ્યા અને કુબેરનો ચાકર શંખચુડને માર્યો. ॥ દ૦ સ્કં૦ અ. ૩૫. જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન વનમાં ગયા ત્યારે યુગલ ગીતથી ગોપીયોએ દીવસ ગમાવ્યા ॥ દ. સ્કં૦ અ. ૩૬ અરીષ્ટાસુરને માર્યો અને નારદના ઉપદેશથી બલભદ્ર શ્રીકૃષ્ણ બે વસુદેવના પુત્ર છે એમ જાણી કંસે તે બેને તેડવા સારૂ અક્રુરને મોકલ્યા. ॥ દ૦ સ્કં૦ અ૦ ૩૭ કેશી દૈત્યને ભગવાને માર્યો આગલ થવાના કર્મથી નારદે ભગવાનની સ્તુતી કરી શ્રીકૃષ્ણભગવાને ક્રીડા કરતે વ્યોમાસુરને મારયો ॥ દ૦ સ્કં૦ અ. ૩૮ અક્રુર ભગવાનનું ધ્યાન કરતા કરતા ગોકુળમાં ગયા બલભદ્ર કૃષ્ણ એ તેમનો સત્કાર કર્યો ઘરમાં લેઇ ગયા અને સર્વ વાત પુછી ॥ દ૦ સ્કં૦ અ૦ ૩૯ મથુરામાં જવા શ્રીકૃષ્ણ ભગવાન તૈયાર થયા એટલે ગોપીયોએ અક્રૂરનો તીરસ્કાર કર્યો પછે જુમનાજીમાં અક્રુરને સ્નાન કરતી વખતે શ્રીકૃષ્ણભગવાને વિષ્ણુ લોક બતાવ્યો. ॥ દ૦ સ્કં૦ અ૦ ૪૦ અક્રુરજી કૃષ્ણને ઈશ્વરનાઈશ્વર જાણીને સગુણ અને નીર્ગુણના ભેદથી શ્રી કૃષ્ણની સ્તુતી કરી. ॥ દ. સ્કં. અ. ૪૧. ભગવાન મથુરામાં પ્રવેશ કરી ધોબીને માર્યો સુદામામાળીએ ભગવાનને પુષ્પની માળાઓ પહેરાવી અને શોભીતા કર્યા ભગવાને તેને વરદાન આપ્યું ॥ દ. સ્કં. અ. ૪૨. કુબજાના ચંદનથી શોભાવાળા થઇને તે કુબજાને પાંસરી કરીને તથા ધનુષ ભાગી નાંખીને એ ધનુષના રક્ષણ કરનારા સેવકોને ભગવાને માર્યા. ॥ દ.

स्कं. अ. ४३ कुवलया पींड नामना हाथीने मारीने बलभद्र तथा कृष्णु रंगभुमी એટલે મલ્લના સ્થાનમાં ગયા અને નવ રસની ઉત્પતી અને ચાણુર અને મુષ્ટીક મલ્લોના સાથે ભાષણ. ॥ દ. સ્કં. અ. ૪૪. ચાણુર અને મુષ્ટીકમલ્લોને મારીને પછે કંસને માર્યો અને કંસની સ્ત્રીયોને શાંતી પામાડી અને માતાપીતાનું દર્શન કરી બંધી ખાને થી છોડાવ્યાં. ॥ દ સ્કં. અ ૪૫ શ્રી કૃષ્ણુ ભગવાને નંદ વીગેરેને શાંતી પામાડયા ઊગ્રસેન રાજાને રાજ્યમાં પટ્ટાભિષેક કર્યો ભગવાન સાંદીપીરૂષીના ઘેર વિદ્યા ભણુવા ગયા ગુરૂનો પુત્ર લાવી આપી ફરીથી મથુરામાં આવ્યાં. ॥ દ. સ્કં. અ. ૪૬ ગોકુળમાં ઉદ્ધવને મોકલીને ગોપીઓને શાંતી પામાડી યશોદાનંદજીનો શોક દુર કરાવ્યો. ॥ દ. સ્કં. અ. ૪૭ ઉદ્ધવ કૃષ્ણુના કહેવાથી ગોપીઓને જ્ઞાનનો ઉપદેશ કરીને ફરીથી મથુરામાં આવ્યા ॥ દ. સ્કં. અ ૪૮. શ્રીકૃષ્ણુભગવાન કુબજાના સાથે રમીને અક્રુરને ઘેર આવ્યા અને પાંડવોનું દુઃખસુખ જાણુવા માટે હસ્તીનાપુરમાં અક્રુરને મોકલ્યા. ॥ દ. સ્કં. અ. ૪૯ અક્રુર હસ્તીનાપુરમાં જઈને પાંડવોને દુઃખ આપનાર ધ્રુતરાષ્ટ્રને જોઈ ફરીથી ભગવાન પાસે આવ્યા ॥ દ. સ્કં. અ. ૫૦. સત્તર વખત જરાસંધને જીતીને તે જરાસંધના ભયથી દ્વારકા બનાવી તે દ્વારકામાં પોતાના કુટુંબને લેઇ ગયા ॥ દ. સ્કં. અ. ૫૧. ભગવાનની કેડે કાલીયવન પડયો ભગવાન મુચકુંદ રાજાને સમીપ સંતાયા અને મુચકુંદ રાજાને જગાડવાથી કાલીયવન બલીને ભસ્મ થયો ભગવાને દર્શન આપ્યું અને મુચકુંદ રાજાએ ભગવાનની સ્તુતિ કરી તેથી ભગવાને રાજા ઉપર દયા કરી. ॥ દ. સ્કં. અ. ૫૨. ભયથી ઉતાવળા ભગવાન દ્વારકાંમાં આ-

વ્યા અને બ્રાહ્મણના મુખથી રૂકમણીનો સંદેશો સાંભળ્યો. ॥ દ. સ્કં. અ. ૫૩ ભગવાન વીદર્ભ દેશમાં જઇને જરાસંધ વિગેરે સર્વેને જોતાં રૂકમીણીનુ હરણ કર્યું. ॥ દ. સ્કં. અ. ૫૪. શીશુપાલના પક્ષના રાજાઓને જીતીને રૂકમણીના ભાઈની ડાઢી મુછ કાપીને પુરીમાં જઇને રૂકમીણીને પરણ્યા ॥ દ. સ્કં. અ. ૫૫. રૂકમીણીને પેટ પ્રધુમ્ન ઉત્પન્ન થયો તેને શંબરાસુરે માર્યો પણ નમુઓ અને પ્રધુમ્ન તે શંબરાસુરને મારી પોતાની રતી સ્ત્રી સાથે દ્વારકામાં આવ્યો. ॥ દ. સ્કં અ. ૫૬ સ્યમંતકમણીનો જુઠો અપવાદ આવ્યો તેને ટાળવા માટે ભગવાન જાંબવત્ રીંછને મારીને જાંબવતીને પરણ્યા મણી લાવીને સત્રાજીતને આપ્યો તેથી તે સત્રાજીતે પોતાની કંન્યા સત્યભામા ભગવાનને પરણાવી ॥ દ૦ સ્કં૦ અ૦ ૫૭. ફરીને શતધન્વાને માર્યો તેથી અપકીર્તી થઈ તે અપકીર્તી દુર કરવા સારૂ અક્રુરના પાસેથી મણી લેઇને સભામાં સર્વેને બતાવ્યો.॥ દ. સ્કં. અ. ૫૮ કાલીંદી મીત્રવીંદા સત્યભામા–ભદ્ર–લક્ષ્મણા–એ પાંચને શ્રીકૃષ્ણ પરણ્યા ॥ દ૦ સ્કં૦ અ૦ ૫૯ ભોમાસુરને મારીને તે ભોમાસુરે એકઠી કરેલી ૧૬૦૦૦ કંન્યાઓને પરણ્યા અને સ્વર્ગમાંથી પારીજાતક પુષ્પ લાવ્યા અને સત્યભામાને આપ્યું ॥ દ૦ સ્કં૦ અ૦ ૬૦ મશ્કરી કરવાથી રૂકમીણીને રીસચઢી કલેશ થયો પછે ભગવાને સ્નેહથી શાંતી પામાડ્યાં. ॥ દ. સ્કં૦ અ૦ ૬૧ ભગવાનના છોકરાના છોકરાઓનું વર્ણન પછે અની રૂદ્ધના વીવાહમાં બલભદ્રે રૂકમીયાને માર્યો ॥ દ૦ સ્કં. અ૦ ૬૨ ઊખાના સાથે અનીરૂદ્ધ રમ્યા તેથી અનીરૂદ્ધને બાણાસુરે નાગપાશથી બાંધ્યા૦ ॥ દ૦ સ્કં અ૦ ૬૩ બાણાસુર અને યાદવનો રણ સંગ્રામ થયો ત્યાં મહાદેવે આવી તાવ મુકયો તે તાવે ભગવાનની સ્તુતી કરી

અને ભગવાને બાણાસુરના હાથ કાપ્યા તેથી મહાદેવે સ્તુતી કરી તેથી ભગવાન બાણાસુર ઊપર પ્રસન્ન થવા ઉખાના સાથે અનીરૂદ્ધનો વિવાહ કર્યો ॥ દ૦ સ્કં અ૦ ૬૪ નૃગરાજાને શાપથી મુકાવ્યો અને બ્રાહ્મણનો પૈશો લેવામાં દોષ ઘણો લાગે છે એમ શ્રીકૃષ્ણભગવાને ગર્વવાળા રાજાઓને કહ્યું ॥ દ૦ સ્કં૦ અ. ૬૫ બલભદ્ર ગોકુળમાં આવી ગોપીઓના સાથે રમી ગોપીઓને પ્રસન્ન કરી જમુનાજીના ઊપર રીસ ચઢાવી અને તે યમુનાજીને હળથી ખેંચ્યાં. ॥ દ૦ સ્કં૦ અ૦ ૬૬ કૃષ્ણનું રૂપ ધારણ કરનાર પૌંડ્રક નામના રાજાને તથા તે નામિત્રને શ્રીકૃષ્ણ ભગવાને મારી નાંખ્યા તેના પુત્રે શીવને પ્રસન્ન કરી કૃત્યા નામનિ શક્તીને દ્વારકાં બાળવા મોકલી, તે કૃત્યાને શ્રીકૃષ્ણભગવાને સુદર્શન ચક્રથી બાળી નાંખી તથા કાશીને બાળી નાંખી, ॥ દ૦ સ્કં૦ અ૦ ૬૭ રૈવતક નામના પર્વતમાં ગોપીઓના સાથે બલભદ્ર રમતા હતા ત્યાં દ્વિરદ નામના વાનરને બલભદ્રજીએ મારયો. ॥ દ. સ્કં. અ. ૬૮. યુદ્ધમાં કૌરવનો પરાજય થયો અને સાંબને કૌરવે બાંધ્યો તેથી તેને મુકાવા સારૂ બલભદ્ર ગયા અને હળથી હસ્તિનાપુરને ખેંચ્યું. ॥ દ. સ્કં. અ. ૬૯ સોળ હજાર સ્રીયોના એક એક ઘરમાં ગ્રહસ્થાશ્રમ કરતા ભગવાનને જોઇને નારદ આશ્ચર્ય પામ્યા. ॥ દ. સ્કં. અ. ૭૦. શ્રીકૃષ્ણ ભગવાન સ્નાનસંધ્યા વિગેરે નિત્યકર્મ કરી યાદવનીસભામાં ગયા. ત્યાં જરાસંધે બંધીખાને નાંખેલા રાજાઓનો ચાકર આવ્યો, તે વખતે રાજસુય યજ્ઞમાં તેડવાસારૂ યુધિષ્ઠરનો ચાકરપણ આવ્યો તેથી ઉદ્ધવને બોલાવી શ્રીકૃષ્ણભગવાને વિચાર કર્યો, ॥ દ૦ સ્કં અ ૭૧ ઊદ્ધવના વીચારથી ઇંદ્રપ્રસ્થમાં ગયા તેથી પાંડવોને ઘણો હર્ષ થયો દ૦ સ્કં૦ અ૦ ૭૨ યુધિષ્ઠીરે કહ્યું

કે રાજસુય યજ્ઞ કરવો છે, તેથી ચાર દિશાઓમાં ચાર ભાઈઓને મોકલ્યા અને જરાસંધ કોઇથી નહિ મરે એમ જાણી શ્રીકૃષ્ણ ભગવાન જઇને ભીમસેન પાસે મારી નંખાવ્યો ॥ દ૦ સ્કં૦ અ૦ ૭૩ જરાસંધના બંધીખાનામાંથી રાજાઓને શ્રીકૃષ્ણભગવાને છોડા વીને તે રાજાઓના સત્કાર કરીને પોતપોતાનું રાજ્ય સોંપ્યું ॥ દ૦ સ્કં૦ અ૦ ૭૪ ધર્મરાજાના રાજસુય યજ્ઞનું વર્ણન અને શ્રીકૃષ્ણભગવા-નની પ્રથમ પુજા જોઈ શિશુપાલે નિંદા કરી તેથી તેને ભગવાને મારી નાખ્યો ॥ દ૦ સ્કં૦ અ૦ ૭૫ યજ્ઞના અંતમાં અવભ્રથ સ્નાન વખતે યુધિષ્ઠિર રાજાની ઘણી પ્રસિદ્ધિ જોઈ દુર્યોધનને સહન ન થઈ અને મયદાનવેરચેલી સભામાં જતી વખતે દુર્યોધનના માનનો ભંગ થયો ॥દ૦ સ્કં૦ અ૦ ૭૬ શાલ્વ અને યાદવનો રણ સંગ્રામ થયો તે વખતે શા-લ્વની ગદાથી પ્રદ્યુમ્નને મુર્છા થઇ તેથી તે રણ સંગ્રામથી પ્રદ્યુમ્ન-નોરથ બહારચ લેઈ ગયા ॥ દ૦ સ્કં૦ અ૦ ૭૭ ઘણી માયાની રચના કરનાર શાલ્વ રાજાને શ્રીકૃષ્ણભગવાને મારી નાખ્યો, અને તેનું વિમાન ભાગી નાખ્યું ॥ દ૦ સ્કં૦ અ૦ ૭૮ વિદુરથ અને દંતવક્ત્રને મારી નાખીને શ્રીકૃષ્ણ ભગવાન દ્વારકામાં આવી રહ્યા, ત્યાર પછે તીર્થ યાત્ર કરતી વખતે બલભદ્રજીએ સુતપુરાણીનું માથુ કાપી ના-ખ્યું ॥ દ૦ સ્કં૦ અ૦ ૭૯ બ્રાહ્મણોને રાજી થવા સારૂ બલભદ્રે બલ-વલ દૈત્યને માર્યો સુત પુરાણીની હત્યા નાશ કરવા સારૂ તીર્થ યાત્રા કરી ॥ દ૦ સ્કં૦ અ૦ ૮૦ પોતાના સહાધ્યાયી સુદામા ઘેરે આવ્યા તેમની ભગવાને વિધિથી પુજા કરી અને ગુરૂના ઘેર રહેલા તે વ-ખતની વાતો સંભારી ખુબ રાજી થયા. ॥દ૦ સ્કં૦ અ૦ ૮૧ સુદા-માના તાંદળા ભગવાન જમ્યા અને પોતાના ઘર જેટલી લક્ષ્મી

આપી ॥ દ૦ સ્કં૦ અ૦ ૮૨ ગ્રહણ વખતે શ્રીકૃષ્ણભગવાન યાદવો સહીત કુરૂક્ષેત્રમાં ગયા ત્યાં યાદવ અને રાજાઓએ પરસ્પર કૃષ્ણની વાત કરી ત્યાં આવેલા નંદજી તથા ગોવાળીઆ તથા ગોપીઓનો ભગવાને સત્કાર કરી આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. ॥ દ૦ સ્કં૦ અ૦ ૮૩ આઠ પટરાણીઓને દ્રૌપદીએ પુછયું કે તમને શ્રીકૃષ્ણ કેવી રિત્યે લાવીને પરણ્યા ત્યારે તેમણે જે જે પ્રકારે લાવ્યા હતાં તે તે પ્રકાર કહ્યો. ॥ દ. સ્કં. અ. ૮૪ વસુદેવ નારદનો સંવાદ થયા પછે વસુદેવના યજ્ઞનો ઉત્સવ કહીને આવેલા રાજાઓને શ્રીકૃષ્ણભગવાને પોતપોતાને ઘેર મોકલ્યા ॥ દ. સ્કં. અ. ૮૫ પોતાના પિતા વસુદેવે જ્ઞાન માગ્યું ત્યારે બલભદ્ર કૃષ્ણ એ બન્નેજણે જ્ઞાન આપી પોતાની માને મરી ગયેલા પુત્ર લાવી આપ્યા ॥ દ. સ્કં. અ. ૮૬. સંન્યાસીના વેષથી અર્જુને સુભદ્રાનું હરણ કીધું ભગવાન મીથીલા નગરીમાં જઇને પોતાના ભક્ત જે બહુલાશ્વ રાજા તથા શ્રુતદેવ બ્રાહ્મણ એ બેને રાજી કરચા. ॥ દ. સ્ક. અ. ૮૭. નારાયણ અને નારદના સંવાદથી વેદો એ નિર્ગુણ સ્તુતિ કરી એનેજ વેદસ્તુતિ કહેછે. ॥ દ. સ્કં. અ. ૮૮ જે વિષ્ણુનો ભક્ત છે તે તો કૈવલ્યપદને પામે છે ભગવાનથી બીજા દેવની ઉપાસના કરનારા પુરૂષોને નાશવંત સંપત્તિઓ મળેછે ॥ દ. સ્કં. અ. ૮૯ સર્વેથી કીયો દેવ મહોટો હશે એનો નિશ્ચય કરતી વખતે બ્રહ્મરૂષી ત્રણ્ય દેવ પાસે જઇ આવીને વિષ્ણુ સર્વેથી શ્રેષ્ઠ છે એમ સર્વે રૂષીઓને કહ્યું. ॥ દ. સ્કં. અ. ૯૦ શ્રીકૃષ્ણના ચરિત્રની ટુંકામાં વાત કહીને યાદવના કુલનો નાશ કહ્યો.

---

# एकादश स्कंध.

એકા. ૨૪. અધ્યા. ૧ પુરૂષને સ્રીનાં વસ્ત્ર પહેરાવી સાંબ વિગેરે યાદ- વોના છોકરાઓએ રૂષીને છેતર્‍યા રૂષીએ ભગવાનનિ ઇચ્છાથી શાપ આપ્યો કુલને નાશ કરનારૂં મુશળ નિકળ્યું તેને સમુદ્રમાં ઘશી નાખ્યું બાકી રહેલો કટકો મછના પેટમાંથી નિકળ્યો તેનું બાણુ થયું ॥ એ. ૨૪. અ. ૨ જનકરાજા અને નવ યોગેશ્વરના સંવાદથી વસુદેવને નારદજીએ ભગવાનના એકાંતિક ધર્મ કહ્યા. ॥ એ. ૨૪. અ. ૩ માયા–માયાને તર- વાનો ઉપાય–બ્રહ્મ અને કર્મ–એ ચાર પ્રશ્ન જનકરાજાએ પુછયા પછે નવ યોગેશ્વરમાંથી ચાર જણે ચાર પ્રશ્નોના ઉત્તર કર્‍યા ॥ એ. ૨૪. અ. ૪ જનકરાજાએ ભગવાનના અવતાર કેટલા છે એવો પ્રશ્ન ક- ર્યો તેનો ઉત્તર દ્રુમિલ નામના યોગીએ કર્યો. ॥ એ. ૨૪. અ. ૫ ભ- ક્તિ રહિત જે પુરૂષ હોય તેની યુગ યુગને વિષે કેવી સ્થીતી હોયછે તે પ્રશ્નનો ઉત્તર કર્યો અને પુજનનો વિધી કહ્યો. ॥ એ. ૨૪. અ. ૬. ભગવાન સ્વધામમાં પધારવા તૈયાર થયા તે વખતે બ્રહ્મા વિગેરે દેવોએ સ્તુતી કરી અને ઉદ્ધવજીએ આવીને કહ્યું કે મને તમારા ધા- મમાં લેઇ જાવ ॥ એ. ૨૪. અ. ૭ દત્તાત્રી અને યદુરાજાના સંવાદનિ આઠ ગુરૂથી શીખેલી વાત ભગવાને ઉદ્ધવજીને કહી. ॥ એ. ૨૪. અ. ૮ ફરીથી દત્તાત્રી અને યદુરાજાના સંવાદની અજગર વિગેરેની નવ ગુરૂથી શીખેલી વાત ઉદ્ધવને ગ્નાન થવા સારૂ ભગવાને કહી. ॥ એ. ૨૪. અ. ૯ કુરર પક્ષી વિગેરે સાત ગુરૂથી શિખેલી વાત તેજ સંવાદથી કહી દત્તાત્રીના મુખથી ચોવીશ ગુરૂની વાત સાંભળી જનકરાજા રાજી

થઇને ઘેરે ગયા એમ ભગવાને ઉદ્ધવજીને કહ્યું ॥ એ. ૨૪. અ. ૧૦ ચોવીશ ગુરૂની વાત સાંભળી ઉદ્ધવ બોલ્યા કે દેહના સંબંધથી આત્માને જન્મ મૃત્યુ થાયછે કે પોતાની મેળે થાય છે એવો પ્રશ્ન સાંભળી દેહના સંબંધથી થાયછે એમ ભગવાને ઉત્તર કર્યો. ॥ એ. ૨૪. અ. ૧૧ બદ્ધજીવનાં લક્ષણ મુક્તજીવનાં લક્ષણ સાધુનાં લક્ષણ અને ભક્તીનાં લક્ષણ એ ચાર લક્ષણ ભગવાને ઉદ્ધવને કહ્યાં ॥ એ. ૨૪. અ. ૧૨ સત્સંગનો મહીમા કહીને અનુષ્ઠાનમાં તથા યજ્ઞ વિગેરે કર્મમાં ઓછા વધારાના નિયમથી તે કર્મોનો ત્યાગ બતાવી અધીકારી દેખાડયા ॥ એ. ૨૪. અ. ૧૩ સત્વગુણની સેવાથી જ્ઞાનનો ઉદય થાયછે અને ચિત્તમાં ગુણ રહ્યાછે કે ગુણમાં ચિત્ત રહ્યુંછે એનો ઉત્તર બ્રહ્માસનકાદીકના સંવાદથી ભગવાને ઉદ્ધવને કહ્યો. ॥ એ. ૨૪. અ. ૧૪ ભક્તીયોગ કલ્યાણ કરનારોછે બીજો યોગ કલ્યાણ કરનાર નથી એમ સાધન બતાવી ધ્યાન યોગ કહ્યો ॥ એ. ૨૪. અ. ૧૫ સાધને સહીત અણીમા વીગેરે અઢાર સીદ્ધિઓ અને અઢાર ધારણાઓ કહી અને ભગવાનના ધામને પામવામાં તે સીદ્ધિઓ વિઘ્નરૂપ છે એમ કહ્યું ॥ એ. ૨૪. અ. ૧૬ ઉપાસના માટે ભગવાનના અંશરૂપ વિભુતીયો ઉદ્ધવજીને કહિ. ॥ એ. ૨૪. અ. ૧૭ ભક્તીરૂપ ધર્મ પુછયો ત્યારે બ્રહ્મચારીના તથા વાનપ્રસ્થના ધર્મ કહ્યા ॥ એ. ૨૪. અ. ૧૮ વાનપ્રસ્થ અને યતીના વિશેષ ધર્મ અધીકારી પ્રમાણે ઉદ્ધવને કહ્યા ॥ એ. ૨૪. અ. ૧૯ દિશાનું ભાન જેમ ભુલી જાયછે તેમ ભુલી જાય એટલા માટે પૂર્વે કહેલો જ્ઞાનયોગ વીગેરેનો ત્યાગ ભગવાને કહ્યો. ॥ એ. ૨૪. અ. ૨૦ નાના પ્રકારની રૂચીવાળા અધીકારી પુરૂષોને લેઇને ભક્તીયોગ

જ્ઞાન યોગ અને ક્રિયાયોગ એ ત્રણુ યોગનો ઉપદેશ ભગ૰ વાને કીધો. ॥ એ. ૨૬ં. અ. ૨૧ તે ત્રણુ યોગના અધીકારથી રહીત કામી પુરૂષોના સારૂ દ્રવ્ય તથા દેશ સારા ખોટા કહ્યા. ॥ એ. ૨૬ં અ. ૨૨ અનેક મતની જુદી જુદી શંકા દુર થવા સારૂ તત્ત્વની જુદી જુદી સંખ્યા કહી અને પ્રકૃતી પુરૂષનો વીવેક તથા અનેક જન્મ મ્રત્યુનો ભેદ બતાવ્યો ॥ એ. ૨૬ં. અ. ૨૩ કદર્ય બ્રાહ્મણના આખ્યાનથી તીરસ્કારને સહન કરવાનો ઉપાય કહ્યો અને મનનો નિયમ બતાવ્યો ॥ એ. ૨૬ં. અ. ૨૪ સર્વ વસ્તુની પ્રાપ્તી તથા નાશ થાય છે એ વિચારથી અને સાંખ્યયોગના વિચારથી મનનો મોહ દુર થાય છે ॥ એ. ૨૬ં. અ. ૨૫ પોતાને નિર્ગુણ જ્ઞાન થવા સારૂ રજોગુણી તમોગુણી સત્ત્વગુણી વૃત્તીઓ અનેક પ્રકારની કહી ॥ એ. ૨૬ં. અ. ૨૬ નઠારા પુરૂષની સોબતથી યોગની સ્થીતિ નાશ પામે છે અને સાધુના સમાગમથી યોગની સ્થિતિ મળે છે તે વાત ઐલ રાજાના ઇતિહાસથી ઊદ્ધવજીને કહિ ॥ એ. ૨૬ં. અ. ૨૭ ચિત્તને તુરત નિર્મળ કરનાર અને સર્વે મનોરથને આપનાર અંગ સહિત ક્રિયા યોગ છે. ॥ એ. ૨૬ં. અ. ૨૮ પ્રથમ વિસ્તારથી યોગ કહ્યો હતો તેજ જ્ઞાનયોગ ટુંકામાં સૌથી સમજાય એ પ્રકારે ઊદ્ધવને કહ્યો. ॥ એ. ૨૬ં. અ. ૨૯ પ્રથમ ભક્તીયોગ વિસ્તારથી કહ્યો હતો તેજ ભક્તીયોગ ટુંકામાં ફરીથી ઊદ્ધવજીને કહ્યો અને ઊદ્ધવ બદ્રીકાશ્રમમાં ભગવાનની આજ્ઞાથી તપ કરવા ગયા ॥ એ. ૨૬ં. અ. ૩૦ પોતાના ધામમાં જવાની ઇચ્છાથી પોતાના કુળને મુસળના નિમીત્તથી ભગવાને નાશ કર્યું અને તેમના

પગને મૃગનું જાણી પારધીએ બાણ માર્યું તે પારધીને *૧ દેહ સહીત પોતાના ધામમાં મોકલ્યો દારૂક સારથીને દ્વારકામાં મોકલ્યો.॥ એ. સ્કં. અ. ૩૧ આ લોકથી સ્વદેહે ભગવાન પોતાના ધામમાં ગયા તે સાંભળી વસુદેવ વિગેરે પણ ભગવાનની કેડે ભગવાનના ધામમાં ગયા.

---

## द्वादश स्कंध.

દ્વાદ. સ્કંધ. અધ્યા. ૧ કલીયુગના પ્રભાવથી મેલા અંતઃકરણના થનારા રાજાઓ મગધ રાજાના વંશમાં કહ્યા. ॥ દ્વા. સ્કં. અ. ૨ કલીયુગનો દોષ વધવાથી ભગવાન કલંકી અવતાર ધારણ કરશે અને અધર્મી રાજાઓનો નાશ કરીને સતયુગ વર્તાવશે ॥ દ્વા. સ્કં. અ. ૩ અધર્મી રાજાઓ મહારા વાસ્તે કપાઈ મરીને અધર્મ કરશે એ પ્રકારનું રાજાઓનું અજ્ઞાન પૃથ્વીએ કહ્યું અને કલીયુગમાં અધર્મનો નાશ થવા સારૂ ભગવાનની સ્તુતિ પૃથ્વીએ કરી ॥ દ્વા. સ્કં. અ. ૪ નિત્ય નૈમીત્તિક પ્રાકૃત અને આત્યંતીક એ ચાર પ્રકારનો લય કહ્યો અને સંસારનો નાશ તો ભગવાનના યશ ગાવાથી થાય છે એમ નિશ્ચય કહ્યો છે ॥ દ્વા. સ્કં. અ. ૫ તક્ષક નાગ પરીક્ષિત્ રાજાને કરડયો તો પણ પરબ્રહ્મના ઉપદેશથી પરીક્ષીત્ રાજાને તે તક્ષક સર્પનો બીલકુલ ભય ન થયો ॥ દ્વા. સ્કં. અ. ૬ પરીક્ષીત્ રા-

---

*૧ આનંદ રામાયણમાં વાલીને રામચંદ્ર ભગવાને કહ્યું છે કે હાલ હું તને મારૂં છું પણ દ્વાપરયુગના અંતમાં તું પારધી થઇને મને મારીશ.

જાનો મોક્ષ થયો તક્ષક નાગ ઊપર રીસ ચડવાથી પરીક્ષીત્ રાજાના પુત્ર જન્મેજયે સર્પોનો યજ્ઞ કર્યો વ્યાસજીએ વેદની ત્રયણુ શાખાઓના ભાગ કર્યા ગુરૂની આજ્ઞાથી યાજ્ઞવલ્કય રૂષી સુર્યનું આરાધન કરી સર્વ વેદને પામ્યા ॥ દ્વા. સ્કં. અ. ૭ અથર્વવેદનો વિસ્તાર કહયો પુરાણુના વિભાગ બતાવિ પુરાણોનાં લક્ષણ કહ્યાં અને ભાગવત સાંભળવાનું ફળ કહ્યું ॥ દ્વા. સ્કં. અ. ૮ તપમાં બેઠેલા માર્કંડેય રૂષી કામ ક્રોધથી પરાભવ ન પામ્યા. માર્કંડેય રૂષીને પ્રસન્ન કરવા નારાયણુ આવ્યા તેમની રૂષીએ સ્તુતી કરી ॥ દ્વા. સ્કં. અ. ૯ માર્કંડેય રૂષીને ભગવાનની માયા જોવાની ઈચ્છા થઈ તેથી મીથ્યા સમુદ્રમાં વડના પાંનામાં બાલક રૂપ ભગવાન સુતેલા જોયા, તેમના મુખમાં પેશી ગયા અને સર્વ જગત્ જોયું અને બહારચ આવ્યા. ॥ દ્વા. સ્કં. અ. ૧૦ પાર્વતી સહીત શીવ આવ્યા અને પ્રસન્ન થઈ માર્કંડેય રૂષીને વરદાન આપ્યું, અને માર્કંડેય રૂષીનો પ્રતાપ પાર્વતીને કહીને શીવજી ગયા ॥ દ્વા. સ્કં. અ. ૧૧ ઊપાસનાની સિદ્ધિ સારૂ મહાપુરૂષનું વર્ણન અને તે મહાપુરૂષના શરીરને વિષે પૃથ્વી, વાયુ, સૂર્ય, વિગેરેની યોજના કહિ. ॥ દ્વા સ્કં. અ. ૧૨ ભાગવતના બાર સ્કંધમાં ગયેલી વાત ફરીથી ટુંકામાં પ્રથમ સ્કંધથી આરંભીને કહી ॥ દ્વા. સ્કં. અ. ૧૩ પુરાણુમાં પ્રતીપાદન કરેલા ભગવાનને નમસ્કાર કરી અઢાર પુરાણુના શ્લોકની સંખ્યા જુદી જુદી કહી અને શ્રીમદ્ ભાગવતના દાનનું મહાત્મ્ય કહ્યું ઇતિશ્રી શ્રીમદ્ ભાગવત લઘુ ભાવાર્થ સમાપ્ત.

---

## જાહેર ખબર.

આ ચોપડી અમદાવાદમાં સ્વામીનારાયણના મંદીરની બારી પાસે ધનાસુતારની પોળમાં શાસ્ત્રી ગીરજાશંકર લક્ષ્મીરામને ઘેરથી મળશે. સામટી દશ ચોપડી લેનારને એક ચોપડી મફત આપવામાં આવશે.

---